ઈસરબારોટ કૃત

# હરિરસ ગ્રંથ

ટીકા સહિત

---

છપાવી પ્રસિદ્ધકર્તા

## ભાવનગરના રાજ્યકવિ પીંગળશી પાતાભાઈ.

આવૃત્તિ ૨ જી. નકલ ૧,૦૦૦.

સંવત ૧૯૮૦. સને ૧૯૨૪.



*nand P. Press Bhavnagar.*

HIS HIGHNESS SIR BHAVSINHJI, K.C.S.I.,

MAHARAJA SAHEB OF BHAVNAGAR.

# ભાવગુણવર્ણન.



सवैयो.

એક ધર્યો પતની વ્રત ઉત્તમ,
નાં નિરખી દ્રગતેં પરનારી,
ન્યાય અપક્ષ અભીત નિરંતર,
શૂર ભર્યો તન સેર સિકારી;
સંગીત જાન નિધાન સુભાષન,
ભાવ નૃપાસન દીપત ભારી,
ગોહિલનાથ કહે કવી પિંગલ,
તક્ષ સપૂત તપો તપધારી.



# ગ્રંથ પ્રયોજન.



दोहा.

ભક્તિકો ભંડાર હે, મુક્તિકો હે ઠામ;
સકલ શ્રુતીકો સાર હે, નીકો હરિરસ નામ. ૧
ગુણમય છોટો ગ્રંથ હે, પ્રાકૃત શબ્દ પ્રકાસ;
કર્તા ચારન હે કવી, દૈવી ઇસર દાસ. ૨
કંઠ હરિરસ કરનકો, સબ જનકું હે સ્નેહ;
સમજત ભાષા ચારની, કછૂ રહત સંદેહ. ૩

ચારન કવિમોકું સમજ, હરિરસ ભાવ હમેશ;
। પર ટીકા કરનકું, દીનો જન ઉપદેશ. ૪
।નકે સાગર હો ગયે, કિતને ટીકાકાર;
)ન આગે મતિ અલ્પ હું, કહા કરૂં વિસ્તાર. ૫
ૠદપી હરીગુન જાનકે, આપ મતી અનુસાર;
કવિ પિંગલ ટીકા કરી, કીજે સુજન સ્વીકાર. ૬
ભાવસિંહ મહારાજકું, કરિ વિનતી ગુનગાય;
નિજ યંત્રાલયમેં દિયો, તુર્ત ગ્રંથ છપવાય. ૭
એક પત્નિવ્રત આપકું, અદલ ન્યાય અવિકાર;
દેવ કૃપા કરકે દિયા, કાયમ કૃષ્ણકુમાર. ૮
ભાવસિંહ મહારાજકો, સદા સત્યપર ભાવ;
તખ્તનંદ અવિચલ તપો, દિલ જાકો દરિયાવ. ૯



નેક નામદાર મહારાજા સાહેબ શ્રી કૃષ્ણકુમારસિંહજી.
ભાવનગર.

# કૃષ્ણકુમાર ગુણવર્ણન

સવૈયા.

યાદવ માતુલ પક્ષ અત્યુત્તમ,
ગોહિલ હે પિતુપક્ષ સુજ્ઞાની;
દીપત ઉંમર વર્ષ ત્રયોદસ,
દેહ નિરોગી સદા હરસાની;
કૃષ્ણ કુમાર પ્રતાપ દિનંકર,
બુદ્ધિ બૃહસ્પતિ જૈસી બખાની;
સત્વર રાજકો તાજ ધરે સિર,
પિંગલકી સુધરે જીંદગાની. ૧

દેવી અષ્ટક—છંદ હરિગીત.

કુળ દેવી ! કૃષ્ણકુમારનું કાયમ તમે રક્ષણ કરો. ટેક૦
છે બાળવયના ભ્રાત ત્રય પિતુ માત સ્વર્ગ સિધાવીયાં,
ઉત્તમ મનુષ્ય પિતુ સમયનાં સંભાળવાને આવિયાં;
શત્રુ નથી કોઈ હોય તો તેનું તમે ભક્ષણ કરો. કુળ૦ ૧

નૃપકોટની કોલેજમાં અભ્યાસ કરવા તે ગિયા,
સ્થિર રાખિ મન વિદ્યા ભણ્યા દ્વાદસ વરસના નૃપ થયા;
આવ્યા પછી તે સ્નેહપુરમાં આપનો છે આશરો. કુળ૦ ૨

રણ ઘાટમાં વન વાટમાં દ્રષ્ટી બરાબર રાખજો,
આવે કદી કોઇ વિઘ્ન તો તે ઝટ નિવારી નાખજો;
દિન દિન પ્રતી હિંમત દિઓ કોઇથી ન નૃપમનમાં ડરો. કુળ૦ ૩

સીકાર સાવજનો કરે શુરવીર રાખી સંગમાં,
નીશાંન કદિ ચુકે નહીં આળસ ન આવે અંગમાં;
ઉભાં રહો નજદીક આવી વકત જાણી આકરો. કુળ૦ ૪

જાવુ પડે પરદેશમાં તો ઉદધી મારગ જાળવો,
કદિ પવન અવળો થાય તો ત્રીશૂળ લઇને ટાળવો;
હર વકત કરજો સુગમ રસ્તો વિપત નિજ કરથી હરો. કુળ૦ ૫
અવની વિષે કોઇ રોગ આવે દૂરથી અળસાવજો,
આધાર માજી આપનો છે યાદ કરતાં આવજો;
ખામી નહીં કોઇ વસ્તુની ખોડલ ભરૂંસો છે ખરો. કુળ૦ ૬
વસ્તી સુખી ઘરઘર પ્રતી આનંદ ઘન વરસાવજો,
દરબારમાં ઉચ્છવ સદા દિન લગ્ન શુભ દરસાવજો;
ભરપૂર ભાવનગર તણા ભંડારમાં સંપતિ ભરો. કુળ૦ ૭
માહારાજને સિરતાજ ધરજો એ અમારી માગણી,
પિંગલ કહે તે સભામાં પટણી તણી પધરામણી;
અવલંબ છે જગદંબ વિનતી ધ્યાન દઇ ઉરમાં ધરો. કુળ૦ ૮



# प्रथमावृत्तिनी प्रस्तावना.

---

आ हरिरस ग्रंथ इसर बारोट मारवाडना रहीश चारण हता तेमनो रचेलो छे अने ते रचवाना समयने लगभग साडाचारशे वर्ष थवा आव्यां छे. हरिरस आखा सौराष्ट्र देशमां प्रसिद्ध छे, तेम मारवाडना घणा लोकोने ते कंठ छे. आपणा देशमां तो खेडु लोकोने पण थोडो घणो हरिरस याद हशे. तेनु एवुं महात्म्य छे के मनुष्यने मृत्यु समये श्रवणमां हरिरसनो एक अक्षर जाय तो तेने जमतुं तेडुं न आवे. आ हरिरस चारणी भाषानो छे तेथी घणा शब्दोनो अर्थ माणसोने जाणवामां आवतो नथी. तेमां दोहा, छंद तथा गाहा, चोपाइ, छप्पय अने गीत पण छे.

नेक नामदार महाराजा **तख्तसिंहजीनी** हयातीमां मारा पिताश्री पाताभाइयें आ हरिरस उपर टीका लखवानुं शरु कर्युं हतुं. थोडो भाग लख्यो हतो एटलामां तेमनो संवत् १९४८ मां देहांत थयो तेथी रही गयुं; तेमना हाथनी लखेली हरिरसनी प्रतो घणा माणसो पासे छे. हालमां आंही नेक नामदार महाराजा **भावसिंहजीनी** हजुर ऑफीसना पटावाळा जमादार गोहील कलाभाइये मने संवत् १९ मां लखाएली हरिरसनी प्रत आपी, अने कह्युं के आ ग्रंथनी तमो टीका लखो तो सर्वने अनुकुळ थाय, ते शिवाय बीजा चारण कविओ तथा भक्त जनोए पण मने ते कार्य करवा इच्छा बतावी तेथी, अने वळी मारा पिताश्रीनुं आरंभेलुं कार्य पूर्ण करवा मने होंश थइ तेथी मारी मती प्रमाणे में आ हरिरसनी टीका लखी; तेमां इसर बारोटनुं जन्मचरित्र लख्युं होय तो सारुं एम मारो विचार थयो तेथी माळीया पासे वीरवदरकुं चारणनुं गाम छे, त्यां इसर बारोटना वंशज छे तेमां बारोट मावलजी छे ते सारा कवि छे, तेनी उपर में

इसर बारोटनी हकीकत मोकलवा पत्र लख्यो. तेमणे थोडाज वखतमां तेमना पितामहनुं जन्मचरित्र मोकली आप्युं, तेनी साथे आ कार्य थवा घणी खुशी बतावी. पछी में अमारा नेक नामदार महाराजा भावसिंहजी, के. सी. एस. आइ., तेमनी हजुरमां जइ आ हरिरस दरबारी छापखानामां छपावी आपवा विनती करी. ते उदार दिलना महाराजा साहेबे हुं उपर कृपा करी तुरत छापखानाना उपरी अधिकारी रा. रा. शेठ फरामजीने आज्ञा करी. इश्वर महाराजानो जय करो. आ ग्रंथना काव्यना शब्दो सहेला छे अने अर्थमां गौरता छे. अंदर भक्ती भाव छे. वळी वेदांतने मळती वात छे. हालनी दुनियामां रसीक नाट्यकोनां गायनना रसनो विशेष उपभोग लेवाय छे तेनी साथे आ हरिरसनो पण उपभोग लेवा मारी खास भलामण छे.

आ ग्रंथनी समाप्ती थया पछी मारा पोतानां बनावेलां केटलांक हरीकिर्तनो राखेलां छे ते वांचवाथी पण सज्जन पुरुषोने आनंद थशे.

संवत् १९६९ ना
श्रावण शुद १५.
मु. भावनगर.

टीकाकार,
ली. राज्यकवि पिंगळशी पाताभाइ.
भावनगर.



*Anand P. Press Bhavnagar.*

રાજકવિ પીંગળસિંહ પાતાભાઈ.

# द्वितीयावृत्तिनी प्रस्तावना.



प्रथम हरिरसनी आवृति मरहुम महाराजा भावसिंहजीये दरबारी छापखानामां छपावी आपी हती, तेने नव वर्ष थयां. ते हरिरस ग्रंथ लोकोने घणो प्रीय थइ पड्यो, सौराष्ट्र, मारवाड, माळवाना लोकोये मारी पासेथी टपाल रस्ते मगावी तेनो लाभ लीधो छे. घणां खरां माणसोए ते ग्रंथ कंठस्थ करेलो छे, अने हमेशां प्रातःकाळमां तेनो पाठ करे छे. अने प्रभुनी पूजा साथे तेने राखे छे. वळी ते ग्रंथमां इंद्रीयजीत शुरवीर मरहुम महाराजा भावसिंहजीनो फोटो राखेल छे, तेना पण माणसो घणा भावथी दर्शन करे छे. हालमां ते ग्रंथ मारी पासे खलास थइ गयो छे मात्र एकज प्रत रही ते लइने हुं अमारा राज्यभक्त प्रेसीडेन्ट सर पटणी साहेब ओनरेबल प्रभाशंकर दलपतराम के. सी. आइ. इ. नी हजुरमां जइ सर्व हकीकत निवेदन करतां तेओ साहेबे घणी खुशीथी आ ग्रंथ छपावी आपवा आज्ञा करी तेने माटे तेओ साहेबनो हुं अंतःकरणथी उपकार मानुं छुं.

आ हरिरसनी बीजी आवृत्तिमां नेकनामदार महाराजा कृष्णकुमारनो फोटो तथा मारां रचेलां सद्बोधदायक हरिभजनो राखेलां छे. तेथी पण सज्जनोने आनंद थशे.

ली० राज्यकवि पींगळशी पाताभाइ.
भावनगर.



## बरबीर छंद.

भूलो न नेकि भाइ, नां लीजीयो बुराइ; ए टेक.
पहिला करार कीना, दिल रेहेम जन्म दीना;
अब नां करो ठगाइ, भूलो न नेकि भाइ. १
अधिकार हाथ आवे, नर नारि सिर नमावे;
ता संग नमृताइ, भूलो न नेकि भाइ. २
नाहीं बदनपें कपरा, रेहनेकुं नाहिं छपरा;
उन्कुं लियो बचाइ, भूलो न नेकि भाइ. ३
पिंगल न मुख छुपाना, खानां अरु खिलानां;
हे अंतमें जुदाइ, भूलो न नेकि भाइ. ४



## छप्पय.

राम नामको मंत्र जपो, रसणा दिन राती;
जीवनको यह जंत्र, घटे नित जमकी घाती.
अधिक रहे आनंद, मिटे मद ममता माया;
व्यसन व्याधि तें दूर, रहे कंचनसी काया.
कहे पींगल कविराज, संग ज्ञानीको कीजे;
करि परमारथ काज, लाभ मानव तन लीजे. १

# ઇસર બારોટનું જન્મચરિત્ર.



મારવાડ દેશમાં જોધપુર તાબાના ગામ ભાદ્રેસમાં સંવત્ ૧૫૧૫ ની સાલમાં ઇસર બારોટનો જન્મ થયો તે સમયનો કોઇ કવીનો રચેલો દોહો—

સંવત પનર પનડોતરે, જનમ્યો ઇસર દાસ;
ચારણ વરણ ચકારમાં, ઈણ દીન હુવો ઉજાસ. ૧

ઇસર બારોટના પિતાનું નામ સુજો બારોટ હતું અને તેની શાખ રોહડીયા બારટ હતી. પ્રથમ રાઠોડ રજપુતોએ તેના પૂર્વજોને રોહડી ગામ બક્ષીસ આપી પોતાના દસોંદી સ્થાપેલા તે ઉપરથી રોહડીયા બારોટ એવી અટક રહી તે સમયનો દોહો—

ગઢરાવે મોઘો કીયો, ભાટી ચારણ કીધ;
તણ દન બારટ થપીયો, ગામ રોહડી દીધ. ૨

આજ પણ મારવાડમાં રોહડીયા ચારણોનાં ઘણાં શાસન ગામ છે, તેમાં જોધપુર મહારાજાના દસોંદી બારોટનું ગામ સુંધીયાડ છે, તેનો ગિરાસ ઘણો કીંમતી છે, તેનું રાજ્યમાં અદ્યાપી માન સારૂં છે, અને બારહઠ એટલે ઘરના દ્વાર આગળ બેશી પોતાના યજમાન પાસેથી પોતાનો હિસ્સો હઠ કરી લેવાવાળા તે ઉપરથી બારહઠ, ને પછી બારોટ કહેવાયા. મારવાડમાં ચારણને બારટ કહે છે અને ભાટને રાવ કહી બોલાવે છે. રજપુત રાજાઓની જુદી જુદી શાખાઓ તે પ્રમાણે દસોંદી પણ જુદી જુદી શાખના વહેંચાએલા તે બાબતનો દોહો—

સુદા અને સિસોદીયા, રોહડ ને રાઠોડ;
દરશાઓત ને દેવડા, ઠાવા ઠોડે ઠોડ. ૩

ઉદેપુર મહારાણાશ્રીની શાખ સીસોદીયા છે. તેના દસોંદી ચારણની અટક સુદા કહેવાય છે અને રાઠોડ જોધપુર મહારાજાના દસોંદી રોહડીયા અટકના ચારણ છે અને શિરોઇના રાજા દેવડા રજપુત છે તેના દસોંદી ચારણ દરશાઓત કહેવાય છે. એમ દરેક રાજ્યના દસોંદી છે. હવે ભાદ્રેસ ગામમાં સુજો બારોટ

તથા આસો બારોટ બે ભાઇ હતા. તેમાં સુજા બારોટ મોટા અને આસો બારોટ નાના હતા. તેના બીજા પિત્રાઇ ભાઈઓનું ગામમાં વિશેષ બળ હતું. ગિરાસ તો વહેંચણમાં સર્વને સરખો હતો પણ સુજા બારોટના પિત્રાઇઓમાં માણસનો વધારો હતો અને સુજા બારોટના ભાગમાં માત્ર બે ભાઇ હતા. સુજો બારોટ સરલ સ્વભાવના અને પ્રભુના ભક્ત હતા. તેના નાના ભાઇ આસો બારોટ વિદ્યાભ્યાસ કરતા હતા. તેના પિત્રાઇ દરેક વખતે ગિરાસના ઉપભોગમાં વિઘ્ન લાવતા. તેની જમીન ખેડવા લોક આવતા તો તેને ડરાવી બહાર કાઢતા. તેનું ચારી દેતા તેથી જમીન પડતર રહેતી હતી. માત્ર ઘાસ ઉગે તેની પેદાશ થતી. સુજા બારોટને કાંઇ સંતતી ન હતી. પિત્રાઇ ભાઇનું દુઃખ હતું તોપણ સુજો બારોટ શાન્ત રહી ભાગ્ય ઉપર આધાર રાખી ઇશ્વર સ્મરણ કરતા. એક વખત એવો બનાવ બન્યો કે એક જોગીની જમાત જેમાં ચોરાશી સાધુઓની સંખ્યા હતી અને જેના મહંત સમાધીગિરજી ખાખી હતા તેનો પડાવ ભદ્રેસ ગામના પાદરમાં થયો. શંખના નાદ થવા લાગ્યા, ઝાલરોના ઝણકારા તથા તુરઇનો અવાજ થયો. ગામનાં માણસો દર્શન કરવા જવા લાગ્યાં. આશ્વિન માસ હતો. સુજા બારોટને ઘાસનું બીડ હતું તેમાંથી ઘાસ કાપવા માટે ગામમાંથી સાઠ સીત્તેર દાડીયાં કર્યાં અને પ્રાતઃકાળમાં તે દાડીયાંને જમવા માટે બ્રાહ્મણને બોલાવી રસોઇ તૈયાર કરાવી. સવારના પહોરમાં દાડીયાં ગામના ઝાંપામાં એકઠાં થયાં તે વખતે સુજા બારોટનો પિત્રાઇ ભાઇ ગેમારદાનજી ત્યાં આવ્યો અને દાડીયાંને કહ્યું કે, તમે ક્યાં જાઓ છો? દાડીયાંએ કહ્યું કે સુજા બારોટને બીડે ઘાસ કાપવા. ગેમારદાનજી બોલ્યો કે મારા બીડમાં ચાલો. મારા હુકમ સિવાય એક દાડીયું સુજાને ત્યાં જશો તો ગામમાંથી કાઢી મૂકીશ. એમ ધમકી આપી તેથી દાડીયાં ડરી ગયાં અને ગેમારદાનને બીડે ઘાસ કાપવા ગયાં. ગેમારદાનના મનને એમ હતું કે એક તો સુજાની તૈયાર કરાવેલી રસોઇ બગડે; વળી ઘાસ કપાય નહીં તે પણ તેને નુકશાન થાય; તે ખબર સુજા બારોટને આવી ગામનાં માણસોએ કહ્યા. સુજો બારોટ બોલ્યા કે જેવી હરીની ઇચ્છા! મનમાં વિચાર કર્યો કે હવે એટલી રસોઈ કોને જમાડીશ? એટલામાં યાદ આવ્યું કે ગઇ કાલે સાંજે એક સાધુની જમાત આવી છે. ચાલ તેને બોલાવી જમાડી આપું, દાડીયાંને જમાડવું તે તો પેટ અર્થે અને સાધુને જમાડવા તે પ્રભુ અર્થે છે. પછી ગામના પાદરમાં જઇ મહંતને પગે પડી હાથ જોડી વિનતી કરી કે, મહારાજ, મારે ત્યાં સર્વ સાધુઓને લઇ જમવા પધારો, અને મારૂં ગરીબ

સેવકનું આંગણું પવિત્ર કરો. મહંતે તેનો સત્ય ભાવ જોઇ હા કહી. ન્હાઇ ધોઇ ખાખ ચઢાવી સાધુઓ તૈયાર થયા. તુરઇનો અવાજ થયો. જમાત સુજા બારોટને ત્યાં આવી. રસોઇ ઉની ઉની તૈયાર હતી. સાધુઓ જમીને પ્રસન્ન થયા. મહંત સમાધીગિરજીએ સુજા બારોટને કહ્યું કે, એટલા માણસોને માટે અત્યારમાં રસોઇ તૈયાર ક્યાંથી? સુજો બારોટ બોલ્યા કે, મહારાજ, એ તો અમારા સંસારીઓના ઝઘડા છે તેમાં આપને ધ્યાન આપવા જેવું નથી; તોપણ મહંતે આગ્રહ કરી કારણ બતાવવા પુનઃ કહ્યું, ત્યારે સુજા બારોટે હાથ જોડી કહ્યું કે, મહારાજ, આ રસોઇ આપને માટે ન હતી પણ મારે બીડમાંથી ઘાસ કપાવવું હતું તેને માટે દાડીયાં કર્યાં હતાં તેને જમાડવાની હતી. પણ મારા પિત્રાઇ ભાઇ બહુ શિરજોર થઇ ગયા છે અને મને દુઃખ આપે છે. મારો ગિરાસ ખેંચી લેવા વિચાર કરે છે તેથી દાડીયાંને ડરાવી પોતાના બીડનું ઘાસ કાપવા લઇ ગયો. મારાં સદ્‌ભાગ્ય કે આપ જેવાં સંત તે રસોઇ જમ્યા, અને ખર્ચ ઉગી આવ્યો એટલે સુકૃતમાં વપરાયો. તે સાંભળી મહંતને દયા આવી તેથી ત્યાંથી ઉભા થઇ સુજા બારોટના ભાયાત ગેમારદાનને સમજણ આપવા ગયા. ગેમારદાન તથા તેના ભાઇ ભત્રીજા ચોરે બેઠા હતા ત્યાં જઇ મહંત બોલ્યા કે, ગેમારદાન કીસકા નામ? ગેમારદાન બોલ્યો કે મારૂં નામ. મહંત બોલ્યા કે દેખ ભાઇ, એ ગરીબ જૈસા સુજા બારોટકું ક્યું દુઃખ દેતા હો, પ્રભુકા ડર રખ, એ તો દો દિનકી રમ્મત હે. આખર સબ વસ્તુ નાશવંત હે. ઉસ્મે ભલાઇ લેનાં ઓર કુટુંબમેં કલહ ન કરનાં ચાહીયે. તે સાંભળી ગેમારદાન બોલ્યો કે, બાવા, તારે એમાં વચ્ચે આવવાનું અને અમને ઉપદેશ દેવાની શી જરૂર છે? તું તારે મુલકમાં માગી ખા, નહીં તો સીધાઇ વીંખાઇ જશે. તે સાંભળી મહંતને ક્રોધ ચઢ્યો અને બોલ્યા કે, મેરે અબ તક તો કુછ ન થા. પરંતુ તેરે મનમેં અતી અહંકાર હુવા હે તો દેખ લે યોગીયોંકા ખેલ કૈસા હોતા હે. ફેર પસ્તાયગા. ગેમારદાન બોલ્યા કે, જા તારૂં ચાલે તો મારી નાંખજે. સમાધીગિરજી બોલ્યા કે યહાંસેં હિમાલયમેં જાકે એ શરીરકું ત્યાગ દઉંગા ઓર સુજાકી પત્ની કે ઉદરમે આકે જન્મ લઉંગા ઓર તેરા ગિરાસ મેરે કબજેમેં આયગા. જા દુષ્ટ, મું મત બતાવ, એટલું કહી ચાલી નીકળ્યા. ગામના સર્વ મનુષ્ય તે સાંભળી કહેવા લાગ્યાં કે આ ઠીક થયું નહીં. સાધુ પુરૂષોનું મન દુઃખાવવું તેમાં લાભ નહીં. તે ખબર સુજા બારોટે સાંભળ્યા; પછી આવીને મહંતને પગમાં પડ્યા ને વિનંતી કરી કે, મહારાજ, ક્ષમા કરજો. કોઇ મુરખના બોલવા સામું જોશો નહીં. સમાધીગિરજી બોલ્યા કે, અબ એ

ગામકા પાની મેં નહીં પીયુંગા. ફેર તેરે ઘર આઉંગા જબ પીયુંગા. એટલું કહી ચાલી નીકળ્યા. તે પછી ચાર મહીને સુજા બારોટની સ્રીને ઓધાન રહ્યું અને નવ માસે પુત્રનો જન્મ થયો. ગામનાં સર્વ મનુષ્ય કહેવા લાગ્યાં કે નિશ્ચય સુજા બારોટને ઘરે સમાધીગિરજીનો જન્મ થયો. યોગીનું વચન ફરે નહીં. પછી છઠ્ઠીના દિવસે ઇસરદાસજી એવું સુજા બારોટના પુત્રનું નામ આપ્યું. ઇસર બારોટનું બાળપણાથીજ ગંભીરપણું અને દિવ્ય મુખાકૃતી હતી. ત્યાંથી સુજા બારોટને લાભ થવા લાગ્યો અને તેના પિત્રાઇ ભાઇઓને દરેક કાર્યમાં નુકશાન થવા લાગ્યું. ગેમારદાનજીને તો ખેડ કરવા એક બળદ તેમ દોવા માટે એક ભેંશ કે ગાય કાંઇ રહ્યું નહીં, અને પોતાને પિતનો રોગ થયો. પછી પસ્તાવા લાગ્યો. ઇસર બારોટની દશ વર્ષની ઉમ્મર થઇ એટલામાં ગેમારદાન દુ:ખી થઇ મરી ગયો. તેને કંઇ સંતતી ન હતી. તેનો ગિરાસ સુજા બારોટને ઘરે આવ્યો. ગામનાં માણસો પણ સુજા બારોટના મત પ્રમાણે ચાલવા લાગ્યાં. ઇસર બારોટ પોતાના કાકા આસા બારોટ પાસે વિદ્યાભ્યાસ કરવા લાગ્યા. ચૌદ વર્ષની ઉમર થઇ એટલે નવી કવિતા રચવા લાગ્યા. તે સાંભળી આસો બારોટ પ્રસન્ન થયા. આસા બારોટે પોતાનાં લગ્ન કરવા સુજા બારોટને પ્રથમથીજ ના કહેલી હતી. પછી ઇસર બારોટનાં લગ્ન કર્યાં. તે બાઇનું નામ દેવલબાઇ હતું. તે પણ યોગમાયાનો અવતાર હતાં. પોતાની સાસુ તથા સસરાની સેવા સત્યભાવથી કરવા લાગ્યાં. ઇસર બારોટ પોતાના પિતાની સેવામાં બરાબર હાજર રહેતા અને શાસ્રો વાંચી પિતાને સંભળાવતા તથા રાત દિવસ ઇશ્વર ભજનમાં મગ્ન રહેતા. એમ બે વર્ષ પછી પુત્ર તરફનો સંતોષ લઇ સુજો બારોટ તથા તેની પત્ની ગુજરી ગયાં. ઇસર બારોટે તેનું ઉત્તરકાર્ય પોતાની જ્ઞાતીના મનુષ્યોને બોલાવી કર્યું અને જ્ઞાતીને તથા સાધુસંતને જમાડી પ્રસન્ન કર્યાં. પોતે ગામના ઠાકરદ્વારામાં સદાવૃત આપવા લાગ્યા. એક વખત ઇસર બારોટને વીંછીએ ડંખ માર્યો તેથી ઘણી વેદના થવા લાગી, અને ઇસર બારોટ વોય વોય, હાય હાય, એમ કરી રડવા લાગ્યા ત્યારે તેમની પત્ની દેવલબાઇએ કહ્યું કે મરદ થઇને સ્રીની માફક શું રડો છો ? કોઇ સાંભળશે તો મશ્કરી કરશે. તે તો ઘડીક પીડા થઇ મટી જશે. તે સાંભળી ઇસર બારોટને એમ થયું કે આ મારી સ્રીને વીંછી કરડેલો નથી તેથી એમ કહે છે ! ઠીક છે કોઇ વખત વાત. પછી થોડી વખત પછી વીંછી ઉતરી ગયો. જેષ્ટ માસ આવ્યો, પોહેલવાડના વર્ષાદના છાંટા પડ્યા તે વખતે પોતાના સાથીને કહ્યું કે એક વીંછી વગડામાંથી ચીપીએ

પકડી લાવજે. સાથી સાંઝે ઢોર ચારીને આવ્યો ત્યારે વીંછી પકડતો આવ્યો. તે વીંછીને ઇસર બારોટે ગોળાઢાંકણામાં નાંખ્યો અને તેની સાથે દાતણના કટકા પણ ગોળાઢાંકણામાં નાંખ્યા. પછી સવારમાં પ્રાતઃકાળ વખતે ઓશરીની કોર ઉપર ઇસર બારોટ ચાકળો નાંખી દાતણ કરવા બેઠા તે વખતે પોતાની પત્ની દેવલબાઇને ગોળાઢાંકણામાંથી દાતણ લાવવા કહ્યું. દેવલબાઇએ જેવો ગોળાઢાંકણામાં હાથ નાંખ્યો તેવોજ વીંછીએ ડંખ માર્યો તોપણ ચીસ પાડી નહીં શરીર લાલચોલ થઇ ગયું, ધ્રૂજવા લાગ્યું, આગ લાગી. ઇસર બારોટ સામું જોઇ દેવલબાઈ બોલ્યાં કે આ વીંછી આપ મારી મશ્કરી કરવા લાવ્યા હશો, પણ આ વીંછીના ડંખથી મારૂં મૃત્યુ થશે એમાં શક નથી. ઇસર બારોટ બોલ્યા કે તે તો ઘડીક બળી ઉતરી જશે. દેવલબાઇએ કહ્યું કે, હે ભક્તરાજ, હું સત્ય કહું છું, મારે માટે મરણશૈયા તૈયાર કરો, ગંગાજળ લાવો, હવે હું થોડી વખત રહીશ; તે સાંભળી ઇસર બારોટને ધાસ્તી લાગી. તુરત ઘરમાં પથારી કરી ત્યાં લઇ ગયા, ઘીનો દીવો કર્યો. દેવલબાઇ બોલ્યાં કે, ભક્તરાજ, તમારી સેવા હુંથી પૂર્ણ બની નહીં એટલામાં તો દેહાંતનો સમય આવ્યો. મારો જીવ આપમાં છે માટે હું સૌરાષ્ટ્ર દેશમાં જામનગર છે ત્યાં તુંબેલ ચારણને ત્યાં જન્મ લઇશ, આપ ત્યાં આવજો, હું તમને વરીશ, એટલું કહેતાં જીભાન બંધ થઇ ગઇ, અને તુરત પ્રાણ છુટી ગયા. ઘરનાં માણસો રોવા લાગ્યાં. આસો બારોટ ચોરે હતા ત્યાંથી ઘેર આવ્યા. વીંછીના ડંખથી મૃત્યુ થવાથી આશ્ચર્ય થયું. ગામનાં મનુષ્ય એકઠાં થયાં. ગામમાં હાહાકાર વતાઇ ગયો. દેવલબાઇના શરીરને દહનક્રીયા કરી ઘરે આવ્યા. સર્વ મનુષ્યને છાનાં રાખી આસા બારોટે શાંત કર્યાં. ઇસર બારોટ જ્ઞાની હતા પણ એવી મનરંજન અને શિલવાન સ્ત્રીના વિયોગથી મનમાં દુઃખ થયું. વળી પોતાની ભૂલ થઇ તે ખટકવા લાગી. આસા બારોટને ગૃહસ્થાશ્રમ કરવા બીલકુલ ઇચ્છા નહીં. હવે ઘરમાં કોઇ બાઇ માણસ રહ્યું નહીં. નોકરના હાથથી રસોડાનું કામ શરૂ થયું. આસા બારોટે ઇસર બારોટને કહ્યું કે પુત્ર, તારૂં હાલ લગ્ન કરી લેવા મારા મનને ચીવટ થઇ છે. ઇસર બારોટે લગ્ન કરવા ના કહી. ઇસર બારોટ ઇશ્વરની કવિતા બનાવવામાં લીન થયા હતા. આસા બારોટે લક્ષ્મણ યતીના છંદ રચેલા હતા તે આખા મારવાડ દેશમાં પ્રસિદ્ધ હતા. એક વખત યતીનો વેષ ધારણ કરી લક્ષ્મણ યતી પ્રાતઃકાળમાં આસા બારોટ તથા ઇસર બારોટ બેઠા હતા ત્યાં આવ્યા. કાકો ભત્રીજો યતીને પગે લાગ્યા.

યતીયે કહ્યું કે, આસા બારોટ તમોએ લક્ષ્મણજીના છંદ રચ્યા છે તે મને સંભળાવો. આસો બારોટ મીજાજના કડક હતા. તેણે કહ્યું કે અત્યારના પહોરમાં હું છંદ સંભળાવવા તૈયાર નથી, સાંભળવા હોય તો સાંઝે આવજે. તેમ કહ્યું ત્યારે ઇસર બારોટે હાથ જોડી કહ્યું કે, મહારાજા તે છંદ ઇચ્છા હોય તો હું સંભળાવું. યતીએ કહ્યું કે બહુ સારૂં, બોલો. ઇસર બારોટ બે છંદ બોલ્યા એટલે યતિ અદ્રષ્ય થઇ ગયા. તેમ થતાં આસા બારોટને વિચાર થયો કે અરે દૈવ! આ યતી નહીં પણ આપોઆપ લક્ષ્મણજી હતા. હવે મારી ભૂલ થઇ પણ ચીંતા નહીં; મારે તે યતી પાછા આવે તો અનાજ લેવું, નહીંતો દેહ ત્યાગી દેવો. પછી સાત ઉપવાસ કર્યાં ત્યારે રાત્રીએ સ્વપ્નમાં આવી લક્ષ્મણજીએ કહ્યું કે હે દેવી-પુત્ર! તું હઠ છોડી દે. સૌરાષ્ટ્રમાં ગિરનાર પર્વત છે ત્યાં ઘણા યોગીઓ વસે છે ત્યાં તું આવજે, હું તને મળીશ. જેની ધુણીની શિખા પવન સામી ચાલતી હોય તે મારો આશ્રમ-એમ યાદ રાખજે. પછી આસા બારોટે ઇસર બારોટને તે વાત કહી અને અનાજ લીધું. તે દિવસથી આસા બારોટનું મન પણ સૌરાષ્ટ્રમાં આવવા તલપી રહ્યું. એક દિવસ ઇસર બારોટને તેના કાકાએ કહ્યું કે ભાઈ તારી ઇચ્છા હોય તો આપણે બન્ને સૌરાષ્ટ્રમાં ગિરનારની તથા દ્વારકાની યાત્રા કરવા જઇએ. ઇસર બારોટને પોતાની પત્નીનું કહેલું શુકન યાદ હતું તેથી હા કહી. પછી પોતાના ભાણેજને તે ગામની માલેકી આપી કાકો ભત્રીજો સૌરાષ્ટ્રમાં આવ્યા, અને જુનાગઢ જઇ ગિરનાર ઉપર ચઢ્યા ત્યાં તો ઘણા મહાત્માઓના આશ્રમ હતા. દર્શન કરતા કરતા ઉપર ગયા એમાં પવન સામી ચાલતી ધુણીની શીખા જોઇ ત્યાં ગયા તો એક યોગી ધ્યાન કરી બેઠા હતા તેના પગમાં પડ્યા એટલે સામી દ્રષ્ટી કરી બોલ્યા કે, આવ બારોટ આસા તેરે હોનાં નહીં નિરાશા. બેટા મેરે દર્શનકે લિયે તુમને બહુત તકલીફ ઉઠાઇ. આસા બારોટની ચક્ષુમાં પાણીની ધારા ચાલી. મહારાજ! આપ દયાળુ છો, તે દિવસ મારી ભૂલ થઇ તેને માટે ક્ષમા માગું છું. યોગી બોલ્યા, કુચ્છ ફીકર નહીં, અબ તેરે ઓર તેરે ભત્તીજેકું કુચ્છ ખાના હે? ઇસર બારોટ બોલ્યા કે જેવી ગુરૂની ઇચ્છા. પછી એક રામચાળી દોઇ પોતાના ખપ્પરમાં દુધ લઇ અગ્નિ ઉપર ઉનું મેલી તેમાં એક કંદમૂળ લાવી નાંખ્યું. જ્યારે દુધ પાકયું ત્યારે નીચે ઉતારી આંગળીથી હલાવી પોતે પીધું. જ્યારે અરધુ દુધ રહ્યું ત્યારે આસા બારોટ તરફ ખપ્પર ધર્યું કે લે બચ્ચા પીજા. અજીઠું જાણી આસા બારોટને ચીતરી ચઢી એટલે કહ્યું કે મહારાજ! હું હમણાં જમેલો છું, મારી ઇચ્છા નથી;

એટલે ઇસર બારોટ તરફ જોઇ કહ્યું કે, લે બેટા! ઇસરા તું પીજા. ઇસર બારોટે ઘણા ભાવથી કહ્યું કે લાવો મહારાજ હું પી જાઊં. પછી ઇસરા બારોટે ખપ્પર મોઢે માંડી ખીર પીધી અને પછી જુવે છે તો ચૌદ બ્રહ્માંડ નજર આવવા લાગ્યાં. ઇસર બારોટ યોગીના શરણમાં પડીને બોલ્યા કે મહારાજ! આપના પ્રસાદથી મારૂં તો કામ પૂર્ણ થઇ ગયું. યોગી બોલ્યા કે, બહુત અચ્છા. બેટા, ઇશ્વરકા ખૂબ ભજન કરો, તુમ પાત્ર હો. પછી દર્શન કરી ત્યાંથી ચાલ્યા ને દામાકુંડમાં સ્નાન કરી પાછા નગર તરફ રવાના થયા. નગરની ગાદી ઉપર તે વખતે જામ રાવળ હતા તેણે પોતાની ભુજાના બળથી આખો હાલાર દેશ કબજે કરેલો હતો અને દાતાર પણ તેવાજ હતા. તેની કચેરીમાં સાંઝ વખતે કાકો ભત્રીજો હાજર થયા. પ્રથમ આસા બારોટે કવિતા સંભળાવી અને પછી ઇસર બારોટે પોતાના રચેલાં છંદ સંભળાવ્યા તે નીચે પ્રમાણે:—

છંદ.

આયા કચ્છ તે અવિકાર; લીના હાથમેં હાલાર,
દીના દુષ્ટ જનકું દંડ, પ્રાક્રમ બતાયા પરચંડ.
યાદવ બંસકા અવતંસ, ઓપત હલાયુદ્ધકા અંસ,
કચ્છી અરબ્બી કે કાન, ઉડત તાકતા અસમાન.
સિંહલદ્વિપકા શિરતાજ, ગિરિવર તુંગસા ગજરાજ,
તોપાં બાજ બંદુક તીર, દેખત રિપુ મન દિલગીર.
તેરી તિવ્ર તડિતા તેગ, દેખી અન્ન પૂરન દેગ,
કીના કવિજનકા કામ, જુગ જુગ જીયો રાવળ જામ.
નીકા બિછાયા તેં નગ્ર, ઓપે ઇંદ્ર પુરસેં અગ્ર,
વસિયો ચ્યાર જુગાં વાસ, બારટ જપે ઇસર દાસ.

એ છંદ અને યુવાન અવસ્થાનો મધુર સુર સાંભળી આખી સભાનું તથા જામ સાહેબનું મન પ્રસન્ન થયું. સર્વ તારીફ કરવા લાગ્યા. તે વખતે એક પિતામ્બર ભટ્ટ બેઠા હતા તે વિદ્વાન તથા વેદશાસ્ત્રનું અધ્યયન કરેલા એવા તેણે પોતાનું માથું કવિતા સાંભળી ડોલાવ્યું તે જામ સાહેબે જોયું, તેથી જામ સાહેબના મનને જરા શંકા આવી કે આ કવિતામાં કોઇપણ દોષ હોવો જોઇએ, નહીંતો પિતામ્બર

ભટ માથું ડોલાવત નહીં. પછી કચેરી બરખાસ્ત કરી. ઇસર બારોટ તથા તેના કાકા આસો બારોટ નીચે ઉતર્યા અને નગરમાં ગોસાંઇ બાવાની જગ્યોમાં ઉતારો રાખ્યો. ઇસર બારોટના મનને વ્હેમ આવ્યો કે કચેરીમાં બેઠેલા બ્રાહ્મણે માથું ડોલાવ્યું તેથી જામ સાહેબે કદર કરી નહીં તેમ ખાવા પીવાનો બંદોબસ્ત ન થયો. પછી પોતાના કાકાને કહ્યું કે હું બજારમાંથી કાંઇ મીઠાઇ લઇ આવું. એમ કહી બજારમાં આવી પિતામ્બર ભટનું ઘર પૂછી ત્યાં ઇસર બારોટ ગયા. મનમાં એવો વિચાર કર્યો કે પ્રથમ તેને જઇને કહું કે તેં મારી કવિતામાં શું દોષ જોયો કે મુંડો હલાવ્યો? જો કાંઇ ન જાણતો હોય અને દ્વેષથી એમ કર્યું હોય તો તરવારથી કટકા કરૂં. પછી પિતામ્બર ભટના ફળીમાં તુળશીનો ક્યારો ચુનાથી બાંધેલો ઉંચો હતો તેની પછવાડે આવી છુપી રીતે ઇસર બારોટ ઉભા રહ્યા. પિતામ્બર ભટ બાજરૂ જઇ આવી ઓશરીની કોર ઉપર હાથ પગ ધોવા બેઠા તે વખતે તેની પુત્રીએ પૂછયું, બાપા, આજે દરબારમાં કેમ વધારે વખત રોકાયા? પિતામ્બર ભટે કહ્યું કે, બેટા આજ તો મારવાડના બે કવિઓ કચેરીમાં આવ્યા હતા. તેણે જામ સાહેબની કવિતા ઘણી સારી રચેલી હતી, તેમાં ઇસરદાસ નામના યુવાન કવિની ઉત્તમ રચના તથા કહેવાની છટા જોઇ આખી કચેરીનાં મનુષ્ય છક બની ગયાં. ત્યારે મારા મનમાં એવો વિચાર આવ્યો કે આવો ઉત્તમ કવિ તે જો ઇશ્વરના ગુણ ગાતો હોય તો સારૂં; મનુષ્યના ગુણ તો ઉદર નિમિત્તે ગાવાના છે. એમ ધારી મેં મારૂં માથું ડોલાવ્યું તેથી જામ સાહેબને કાંઇ કવિતા વિષે શંકા રહી હશે એમ અનુમાન થાય છે. કારણ કે તેને ઉતારા વિગેરેનો કાંઇ બંદોબસ્ત જામ સાહેબે કરી આપ્યો નહીં. હવે હું પ્રાતઃકાળમાં દરબારમાં જઇશ અને તેની વિદ્વત્તાની પ્રશંસા કરીશ. એટલું સાંભળતાં ઇસરદાસનો ક્રોધ ઉતરી ગયો અને પોતાના અવળા વિચારનો પસ્તાવો થયો. પછી તુરત ત્યાંથી પ્રસિદ્ધ થઇ દોડીને પિતામ્બર ભટના પગમાં પડી ગયા અને બોલ્યા કે ક્ષમા કરો, ક્ષમા કરો! હું પાપી એવો આપને શરણે છઉં. પિતામ્બર ભટે હાથ પકડી ઉભા કર્યા અને કહ્યું કે કવિરાજ! આ શું કરો છો. આપ તો દેવી-પુત્ર છો, વિદ્વાન છો. ઇસર બારોટે પોતાની મુર્ખતાની વાત કહી બતાવી પિતામ્બર ભટે કહ્યુ કે તેમાં તમારો દોષ નથી. મને તેજ બાબતનો વિચાર થતો હતો. હવે હું જામ સાહેબ પાસે જઇ સર્વ ખુલાસો કરીશ. ઇસર બારોટે કહ્યું કે તમે તો દેવ છો, વૃદ્ધ છો, હું આપનો સેવક છું, મને પુત્રવત્ જાણી ઉપદેશ કરો જેથી મારે મોક્ષ સિદ્ધ થાય. પિતામ્બર ભટે કહ્યું કે ભાઇ આવી નમ્રતા અને વિનય છે. તેથી તમારૂં ઇશ્વર સારૂ

કરશે. હંમેશાં પ્રભુના ગુણ ગાઓ, નીતિથી ચાલો, એમ આશિર્વાદ દઇ ઇસર બારોટને તેના ઉતારા તરફ મોકલ્યા. ઇસર બારોટ ઉતારે આવ્યા અને પોતાના કાકાને સર્વ હકીકત કહી.

બીજે દીવસે પ્રાત:કાળમાં પિતામ્બર ભટ જામસાહેબ પાસે ગયા અને ઇસર બારોટની કવિતાની ઘણી પ્રશંસા કરી. જામ સાહેબ ખુશી થયા. તુરત તેના ઉતારા માટે બંદોબસ્ત થયો. સાંજે કચેરીમાં જામ સાહેબે કાકા ભત્રીજાને બોલાવ્યા અને ઘણું સન્માન કર્યું. પછી એક દિવસ જામ રાવળ ઇસર બારોટ ઉપર પ્રસન્ન થયા અને કહ્યું કે, બારોટ, જે તમારી ઇચ્છા હોય તે મારી પાસે માગો. ઇસર બારોટે હાથ જોડી કહ્યું કે આપ પાસે બીજું કાંઇ મારે માગવું નથી. મારે દ્વારકાનાથનાં દર્શન કરવા જવું છે માટે કૃપા કરી રજા આપો ! પછી જામ સાહેબે પોતાના દિવાનને બોલાવી આજ્ઞા આપી કે તમો ઇસર બારોટ સાથે દ્વારકાં જાઓ અને એમની ઇચ્છા પ્રમાણે દાન પુન્ય બ્રહ્મભોજન કરી પાછા તેડીને અહીં આવજો અને નગારૂં નિશાન સાથે લઇ જાઓ. દિવાનજીએ હાથ જોડી કહ્યું કે જેવી આજ્ઞા. પછી બીજે દિવસે ધામધુમથી સવારી સાથે દ્વારકામાં ગયા, રણછોડજીનાં દર્શન કર્યાં, હજારો સાધુઓ તથા બ્રાહ્મણોને ભોજન કરાવી દક્ષિણા આપી, જયજયકાર કરી, પાછા નગર આવ્યા. તે પછી જામ સાહેબે ઇસર બારોટને એક ગામ તથા હાથી આપી લાખ પશા કર્યા. ઇસર બારોટ ઘણો વખત નગરમાંજ રહેતા હતા. જામ સાહેબે ઇસર બારોટને ચારણોમાં લગ્ન કરવા કહ્યું, પણ ઇસર બારોટે ના કહી. જામ સાહેબના દરબારની આગળની દોઢી ઉપરની મેડીમાં બારોટનો ઉતારો હતો. આસો બારોટ પાછા મારવાડમાં ગયા અને ઇસર બારોટ એક આંહી રહ્યા. એક દિવસ પ્રાત:કાળમાં બહાર જઇ આવી ઇસર બારોટ નદીમાં આવ્યા તો એક તેર વર્ષની કન્યા વીરડામાંથી પાણી ઉલેચતી હતી તેને ઇસર બારોટે પાણી આપવા કહ્યું. તે કન્યા ઇસર બારોટ સામું જોઇ બોલી કે, બારોટ, વિચારીને બોલજો. આપ મને ઓળખો છો ? હું આપના પૂર્વ જન્મની પત્ની છું. આંહી તુંબેલ ચારણને ત્યાં મારો જન્મ થયેલો છે. મારી હવે તેર વર્ષની ઉમ્મર થઇ છે. હવે ઝટ સંભાળ લઇ લગ્ન કરો. તે સાંભળતાં ઇસર બારોટને સ્મૃતી આવી, આંખોમાંથી પાણીની ધારા ચાલી, પોતાના થયેલા દોષ માટે ક્ષમા માગી, અને કહ્યું કે આપ રાત્રીએ દરબારની દોઢી ઉપર મારો ઉતારો છે

ત્યાં આવજો, હું હરિકિર્તન કરૂં છું તે સાંભળજો અને પછી વિચાર કરશું. પછી ઇસર બારોટ ઉતારા ઉપર આવ્યા. રાત્રીની વખતે બહારના ચોકીદાર સીપાઇઓને ઇસર બારોટ તેના મકાનમાં કોઇ સ્ત્રી સાથે વાત કરતા હોય તેમ લાગ્યું. પછી તે હોલના બારણા પાસે આવી સાંભળ્યું તો ખાત્રી થઇ કે અંદર કોઇ સ્ત્રી છે. એમ બે દિવસ સાંભળી દોઢીના સીપાઇઓએ જામ સાહેબને વાત કહી જામ સાહેબને આશ્ચર્ય થયું કે તે વાત અસંભવીત છે, પણ સિપાઇઓએ કહ્યું કે અમે તે સમયે આપ સાહેબને દોઢી ઉપર બોલાવશું ત્યારે આપને ખાત્રી થશે. પછી બીજે દિવસે સ્ત્રીનો અવાજ આવ્યો કે તુરત જામ સાહેબને બોલાવી લાવ્યા. સિપાઇઓએ કહ્યું કે તે કયાંથી આવે છે, અને કયાં જાય છે, તે અમો દેખતા નથી. જામ સાહેબે બારણા પાસે ઉભા રહી સાંભળ્યું તો સ્ત્રીનો અવાજ અંદર ધીમેથી સંભળાયો. તુરત જામ સાહેબે ઇસર બારોટને બારણું ઉઘાડવા હાક મારી. ઇસર બારોટે તુરત બારણું ઉઘાડયું. જામ સાહેબ જુએ છે તો મેડીમાં કોઇ મળે નહીં. ઇસર બારોટની ઢોરણી ઉપર એક શાલ પડેલી તે જરા ઉંચાણ જેવું લાગ્યું એટલે જામ સાહેબે શાલ ઉપાડી તો ફુલનો ઢગલો જોયો. જામ સાહેબ જરા હસીને બોલ્યા કે બારોટે એટલાં પુષ્પો કયાંથી મંગાવ્યા? બારોટે જવાબ આપ્યો કે આ દુનિયાંરૂપી બગીચો છે. તેમાં અનેક વૃક્ષો છે, તેની ઉપર અનેક પુષ્પો છે. પછી જામ સાહેબે બીજા માણસોને ત્યાંથી રજા આપી અને એકાંતમાં ઇસર બારોટને કહ્યું કે આપ કોઇ સ્ત્રી સાથે વાતો કરતા હતા એમ બરાબર મેં સાંભળ્યું છે તો કૃપા કરી કહો. ઇસર બારોટે કહ્યું કે આપ જરા બહાર ઉભા રહો પછી આંહી પધારો. જામ સાહેબ બહાર ઘડીભર ઉભા રહ્યા પછી ઇસર બારોટે અંદર બોલાવ્યા. જામ સાહેબ જુવે છે તો મહા દિવ્ય કાન્તિવાળી તુંબેલ કન્યા ઉભી છે. જામ સાહેબ મસ્તક નમાવી પગે લાગ્યા. પછી ઇસર બારોટે પોતાના પૂર્વ સમયની હકીકત કહી બતાવી.. જામ સાહેબ હાથ જોડી બોલ્યા કે હે દેવી! આપની શું ઇચ્છા છે તે કહો. દેવલબાઇએ કહ્યું કે આ ભક્તરાજના પૂર્વ જન્મની હું પત્ની છું, આપ સર્વ પ્રજાના પિતા છો, તેની સાથે મારાં લગ્ન કરી આપો. જામ સાહેબે કહ્યું કે જેવી આજ્ઞા. પછી બીજે દિવસે દેવલબાઇના પિતાને બોલાવી જામ સાહેબે તેની કન્યાનાં ઇસર બારોટ સાથે લગ્ન કરવા કહ્યું. તેણે પ્રસન્ન થઇ હા કહી. પછી બીજે દિવસે ઇસર બારોટનાં તે કન્યા સાથે શાસ્ત્રવિધિ લગ્ન કરી દીધાં, અને પોતે કન્યાદાન આપ્યું તે બાબતનું બીજું ગામ ઇસર બારોટને બક્ષીસ આપ્યું. તેના વંશના

આજ પણ ઇસરાણી બારોટ કહેવાય છે. તે નગર તાબાનાં હાપાહજનાળી તથા સંચાણા તથા માળીયા તાબાના ગામ વીરવદરકામાં છે. સંચાણું ગામ સમુદ્રના કીનારા ઉપર છે. ત્યાં ઇસર બારોટ ઝાઝો ભાગ રહેતા હતા.

એક વખત દેગામના રહીશ વરસડા ચારણ માંડણ ભક્ત દ્વારકાં જતાં હતા તે સંચાણે ઇસર બારોટને મળવા આવ્યા. ઇસર બારોટે પોતાની જ્ઞાતીના અને મહાભક્ત જાણી ઘણું સન્માન કર્યું, પણ સંચાણા ગામના લોકોને દરીયામાંથી મચ્છી લાવતાં માંડણ ભકતે જોયા તેથી તેમનું મન દુખાયું અને ઇસર બારોટના ઘણા આગ્રહ છતાં ત્યાં રહ્યા નહીં અને દ્વારકાં ચાલ્યા ગયા. માંડણ ભક્ત ઘરના શ્રીમંત હતા તેથી રણછોડજીની મહાપૂજા કરી રાત્રી વેળા આરતી ઉતારી પુષ્પો ચઢાવ્યાં; ગુલાબદાની હાથમાં લઇ ગુલાબજળ છાંટવા લાગ્યા તોપણ સાક્ષાત્ દર્શન થયાં નહીં ત્યારે માંડણ ભક્ત રીસ ચઢાવી રણછોડજીની મૂર્તિ સન્મુખ ઉભા રહી બોલ્યા કે મહારાજ દુનિયાનાં મનુષ્ય પાંચ કોસથી મિજમાન પોતાને ત્યાં આવે તો તેને ઉભા થઈ મળે છે, કેટલાક ખબર પૂછે છે. આપ ચૌદ બ્રહ્માંડના પતી થઇ હું ઘણે દૂરથી દર્શન કરવા આવ્યો પણ આપ તો કાંઇપણ બોલતા નથી એમ કહી હાથમાંથી ગુલાબદાની મૂર્તિ તરફ ફેંકી તે મૂર્તિને અફળાઇ નીચે પડી. તે જોઇ પૂજારો બોલ્યો કે ભક્ત આ શું કરો છો. આ તો પાષાણની મૂર્તિ છે. સુનાની દ્વારકા તો સમુદ્રમાં છે ત્યાં જાઓ તો સાક્ષાત્ દર્શન થાય. પછી પૂજારાને માંડણ ભકતે કહ્યું કે ચાલ મને બતાવ. તે કઇ જગ્યોએ સમુદ્રમાં દ્વારકાં છે. પછી અજવાળી રાત્રી હતી. પૂજારાની સાથે દરીયાના કીનારા ઉપર આવ્યાં. પૂજારાએ કહ્યું કે આ જગ્યાએ દ્વારકાં છે. ડુંગર ડુંગર જેવડા લોઢ પાણીના ઉછળતા હતા તેમાં માંડણ ભકતે પોતાનું શરીર ઝુકાવી દીધું. અચાનક અંદર પડવાથી કીનારા ઉપરનાં માણસોમાં હાહાકાર થઇ ગયો. કેટલાક લોકો કહેવા લાગ્યા કે ભક્તનો જીવ ઠેકાણે નથી. કેટલાક કહેવા લાગ્યા કે ખરા ભક્ત છે. માંડણ ભક્તના નોકરો કળકળાટ કરવા લાગ્યા. માંડણ ભક્ત અંદર પાણીમાં ગયા કે તુરત પગતળે પગથીયાંનો આધાર આવ્યો અને જુવે છે તો સામો સુનેરી મહેલ અપાર કાન્તિવાળો જોવામાં આવ્યો; જેના દ્વાર ઉપર લાલ નીલમનાં તોરણ લટકેલાં છે, હજારો પાર્ષદ હાથ જોડી ઉભા છે. મહેલની અંદર જઈ માંડણ ભક્ત જુવે છે તો નીલમણીના પલંગ ઉપર શ્રીકૃષ્ણ બીરાજે છે; સામા ઇસર બારોટ બેઠા વાતો કરે છે; તે

જોઇ માંડણ ભક્તને જરા શરમ લાગી અને વિચાર થયો કે ઇસર બારોટ અને ઈશ્વર જુદા નથી. પછી આવી કૃષ્ણ ભગવાનના ગુણ ગાવા લાગ્યા. કૃષ્ણ પ્રભુ ઉભા થઇ માંડણ ભક્તને મળ્યા, પલંગ પાસે બેસારી પ્રસન્ન થઇ સર્વ સમાચાર બાળગોપાળના પૂછયા; કૃષ્ણ પ્રભુના મુગટ નીચે પાટો બાંધેલો જોઇ માંડણ ભકતે કહ્યું કે મહારાજ આપને કપાળે શું થયું છે ? ત્યાં કૃષ્ણપ્રભુ બોલ્યા કે હે ભક્તરાજ ! તમે ગઇ રાત્રીએ મારી મૂર્તિ તરફ ગુલાબદાની ફેંકી તે મને લાગી છે. તે સાંભળી માંડણ ભક્ત પગમાં પડી ક્ષમા માગવા લાગ્યા. શ્રીકૃષ્ણ પ્રભુ હસીને બોલ્યા કે ભક્ત હું તમારી ઉપર પ્રસન્ન છું; તમે મારી ભક્તિ બરાબર કરો છો; હવે તમે પાછા જાઓ; કારણ કે તમારા સેવકો તમારી જુદાઇથી રોઈ મરશે. માંડણ ભક્ત બોલ્યા કે મહારાજ હવે શરણે આવેલાને તરછોડશો નહીં. કૃષ્ણ પ્રભુ બોલ્યા કે તમારે અવશ્ય પાછું જવું પડશે કારણ કે તમે ઘરેથી તમારી સ્રીની રજા લીધા સિવાય છાનામાના યાત્રા કરવા આવ્યા છો તો તમારી સ્રી સતી છે, પતિવૃતા છે, પતિવૃતાની ભક્તી પ્રભુ પ્રથમ સ્વીકારે છે. ત્યારે સંત માંડણ ભકતે કહ્યું કે, હા મહારાજ, તે મારી ભૂલ છે, ક્ષમા કરો, પણ હું આંહી આવ્યો તે કળિયુગનાં માણસો કેવી રીતે માનશે ? માટે આપની મૂર્તિ જે દ્વારકાના દેવળમાં છે તેના હાથથી મને મનુષ્યો દેખે તેમ પાઘડી મળવી જોઇએ. કૃષ્ણ પ્રભુએ જરા હસીને હા કહી કે જાઓ તેમ થશે. એટલામાં માંડણ ભક્તની આંખ્યો વીંચાઇ ગઇ. આંખ્યો ઉઘાડી જુવે છે તો કીનારા ઉપર ઉભા છે. ત્યાં રાહ જોઇ બેઠેલાં માણસો માંડણ ભક્તના પગમાં પડી ગયાં. પોતાના નોકરોનાં ખોળીયાંમાં નવો જીવ આવ્યો. સર્વ મનુષ્યોને ખબર થયા કે સુનાની દ્વારકા જોઇ માંડણ ભકત બહાર આવ્યા. તોપણ ઘણાં માણસો કહેવા લાગ્યાં કે તે તો તરવામાં હુશિયાર હશે માટે બે દિવસ રહી બહાર આવ્યો. સાંજ વખત થઇ; આરતી વેળાએ માંડણ ભકત મંદીરમાં આવ્યા; હાથ જોડી પગે લાગ્યા અને પ્રભુના ગુણ ગાવા શરૂ કર્યા એટલામાં મૂર્તિનો જમણો હાથ જેની અંદર કસુંબલ સુનેરી છેડાવાળી પાઘડી હતી તે માંડણ ભકત તરફ લાંબો થયો. માંડણ ભકતે તે પોતાને માથે બાંધવી શરૂ કરી. ઘણી વખત થઈ પણ પાઘડી ખુટે નહીં. પછી માંડણ ભકત બોલ્યા કે બસ મહારાજ હવે હું બાંધીને થાકયો છું; તારો તો પાર આવ્યો નહીં, એમ કરી હાથનો ઝટકો માર્યો ત્યારે પાઘડી ખુટી. હજારો માણસ તે જોઇ માંડણ ભકતને પગે પડી ગયાં અને સર્વના માનવામાં સત્ય વાત આવી. વળતી વખત માંડણ ભકત

સંચાણે આવ્યા; ઇસર બારોટનાં દર્શન કરી બે દિવસ રહી ઘરે ગયા. તે વખતે માંડણ ભક્ત ઇસર બારોટની કવિતા બોલ્યા તે નીચે પ્રમાણેઃ—

### ગીત. શાણોર.

અરસ થકી અરક કહે ધન્ય ઇસર, શંકર કહેય તાળે શેષ;
સુરતે ત્રીસ કહે ધન્ય ઇસર, ઇસરરે ધન્ય કહે આ દેશ. ૧.

તુંજ તણી કરણી સુજા તણ, નિતનિત વધે અધિક મુખનુર;
દેવાં વાસ અન્યો અન્ય દુજા, હરિ પાસે તું જમ છ હજુર. ૨.

ભક્ત સર્વને સદા વિશ્વંભર, માસ છ માસ કદીક મળે;
તું સાથે લાગી કોઇ તાળી, વનમાળી આંટીયેં વળે. ૩.

અર્થ—અરસ ( આસમાન )થી અર્ક (સૂર્ય ) કહે છે કે, હે ઇસર બારોટ ! તને ધન્ય છે, તેમજ શંકર અને પાતાળમાંથી શેષનાગ અને તેત્રીશ ક્રોડ દેવો તથા આદી ઇશ્વર, હે ઇસર ! તને ધન્યવાદ આપે છે. હે સુજાના પુત્ર ! તારી કરણી એવી છે કે તારા મુખ ઉપર હંમેશાં તેજ વધે છે. દેવો તો એક બીજાને ઘરે કોઇ વખત જમે છે અને તું તો પ્રભુ પાસે હમેશાં જમે છે. સર્વ ભક્તજનોને પ્રભુ મહીને છ મહીને ક્યારેક મળે છે પણ તારાથી વિશ્વંભરને એવો સ્નેહ લાગ્યો છે કે તું પાસેજ રહે છે.

જુનાગઢમાં તે વખતે રા'નું રાજ્ય હતું. રાના ભાયાત વજોજી સરવૈયા હતા તે રા ઉપર બારવટે નીકળેલા હતા તેને સમજાવીને રા સાહેબે તેને અમરેલી તાબાનાં ૮૪ ગામો ગિરાસનાં આપ્યાં. વજોજી તથા જામ રાવળ સાઢુભાઇ થતા હતા. પ્રથમ વજોજી બારવટે હતા ત્યારે જામ સાહેબને આશ્રય નગરમાં રહેલા હતા તે વખતથી ઇસર બારોટ સાથે ગાઢ સ્નેહ હતો. પોતે કવિતાના કીંમતી તેમજ દાતાર પુરૂષ હતા. રા તરફથી પોતાને ગિરાસ મળ્યો ત્યારે ઇસર બારોટને નગરથી બોલાવી અમરેલી પાસે વરસડા ગામ છે તે બક્ષીસ આપ્યું તે વખતે ઇસર બારોટે કરેલી કવિતાનાં બે ચરણ છે તે નીચે પ્રમાણેઃ—

## ગીત.

વજા પખે કોણ દિયે વરસડો, દેવ પખે કોણ લંક દીએ:

અર્થ—ઇસર બારોટ કહે છે કે વજાજી સિવાય વરસડા જેવુ ગામ બીજો કોણ દાનમાં આપે અને દેવ જે રામચંદ્રજી તે સિવાય લંકા જેવું રાજ્ય વિભિષણને દાનમાં રીઝીને બીજો કોણ આપે?

વજાજીની રાજધાનીનું શેહેર અમરેલી હતું. વજાજીને કરણ નામનો એકજ રાજકુમાર હતો તે પણ મહા પ્રતાપી સોળ વર્ષની ઉમ્મરનો હતો. તેનાં લગ્ન વજાજીએ ઘણી ધામધુમથી કરેલાં હતાં. એક વખત કરણે ઇસર બારોટને દશેરાને દિવસે અમરેલી આવવા આગ્રહથી કહેલું એમાં એવો બનાવ બન્યો કે કરણ તથા તેની સ્ત્રી રાત્રીએ પલંગ ઉપર ઓરડામાં સુતેલાં હતાં; રાત્રીમાં એક સર્પ પલંગ ઉપર ચડી કરણના જમણા પગના અંગુઠા ઉપર કરડેલો; પ્રાતઃકાળમાં કરણની રાણી જાગીને જુવે છે તો પોતાનો પતી મૃત્યુ પામેલો જોયો. આખું શરીર તથા આંખ્યો લીલા રંગની થએલી હતી. બાઇ ધ્રૂજવા લાગી. પોતાનાં સાસુને વાત કરી; તે આવી જુવે છે તો કરણનું શબ લુંડે છે. પછી વજાજીને તુરત બોલાવી રાણીએ કહ્યું કે આપણું તો સર્વસ્વ આજ નાશ થયું. કરણની આવી હાલત છે. એકનો એક પુત્ર, વળી કરણ જેવો, સાંભળતાંજ વજાજીનું હૃદય થડકવા લાગ્યું. તોપણ તે જ્ઞાની અને હીંમતવાન હતો. માણસોને બોલાવ્યાં, દરબારમાં કોલાહલ થઇ ગયો; ઘડીકમાં આખા શહેરમાં વાત ફેલાઇ ગઇ. દરબારમાં માણસો ભેળાં થઇ ગયાં. રા આંગણામાં વજોજી આવી બેઠા. માંડવી તૈયાર કરવા લાગ્યા. એટલામાં ઇસર બારોટ અમરેલીના પાદરમાં આવ્યા. તે ખબર વજાજીએ સાંભળ્યા એટલે ચાકરને મોકલ્યો કે જઇને ઇસર બારોટને કહો કે હમણાં તમે પાછા ચઢી જાઓ. દશ બાર દિવસ પછી પધારજો. ચાકર સામો ગયો. ઇસર બારોટ તેને પૂછતા હતા એટલામાં તો ચાકરની આંખ્યોમાંથી પાણીની ધારાઓ ચાલી. ઇસર બારોટે કહ્યું કે છે શું છે? ચાકરે કહ્યું કે, કરણે તો ગામતરૂં કર્યું. ઇસર બારોટ કહે છે કે શાથી? ચાકરે કહ્યું સર્પ ડંશથી. ઇસર બારોટ ઘોડું પડતું મૂકી દરબારમાં આવ્યા; જુવે છે તો વજોજી શુન્ય થઇ બેઠા છે. ઇસર બારોટે માણસોને કહ્યું કે કયા ઓરડામાં કરણ છે? ત્યાં મારે જવું છે. વજાજીએ કહ્યું કે બારોટ હવે કરણ એવા નામની નીશાની છે; ત્યાં જવાથી શું છે?

તોપણ ઇસર બારોટે માન્યું નહીં ને ત્યાંથી સર્વ ભાઇઓને બહાર કાઢી ઇસર બારોટ ઓરડામાં ગયા. સર્વ મનુષ્યોને ત્યાંથી બહાર કાઢ્યાં, એક ગંગાજળનો ઘડો મંગાવ્યો, ઘીના દીવા કર્યા, ધુપ કર્યો; પછી ઓરડો બંધ કર્યો. બહારનાં માણસો કહેવા લાગ્યાં કે આ કળિયુગનો સમય છે; ઇસર બારોટે ઉતાવળ કરી છે. કોઇ કહે છે કે ભાઇ ઇસરા કે પરમેશ્વરા એ પ્રભુના ભક્ત છે, ટેકવાળા છે, સારૂં થશે. પછી અંદર જઇ ઇસર બારોટે ચાર દેવની આરાધના કરી તે પ્રસંગની કવિતા.

ગીત.

ધનંતર મયંક હણું શુક ધાઓ, નર રૂદ્ર પાળક નવડ;
એકવારડી કરણુ ઉઠાડો, વરણુ ખટ તણો પ્રયાગ વડ. ૧

જો તું આવી નહીં જીવાડે, સરવેયો દીનાંયો શામ;
તુંજ તણો ઔષધ ધનંતર, કીએ દિવસ આવશે કામ. ૨

કરણ જીવશે માનશે ગુણ કવિ, કઇક જગતનાં સરશે કાજ;
અમી કીએ દિન અરથ આવશે, આપીશ નહીં જો શશિયર આજ. ૩

આણે મુળી કરણ ઉઠાડો, જગ સહુ માને સાચ જેમ;
હડમત લખણુ તણી પરસધ હવે, કોણ માનશે હુઇ કેમ. ૪

સરવ આશરે થારે શુકર, નીપણુ રેકજ મુળ નિપાડ;
અપકજ ઘણા અસૂર ઉઠવિયા, અમકજ એક કરણુ ઉઠાડ. ૫

સુરથે સહી જીવાડણુ સમરથ, ભુવન ત્રણે સરસાખ ભરે;
કોઇ ધાવરે ધાવ ધરમ કજ, કરણુ મરે કવ્ય સાદ કરે. ૬

ધનંતર મયંક હણું શુક ધાયા, ગુણ ચારણુ રાખણુ ગરજ;
વાહન ચડી આવીયા ચહુંવે, ઇસરચી સાંભળી અરજ. ૭

સુત સાયર પવન સુત ભ્રગુ સુત, આપોપેં ધરિયા અધિકાર;
આયા ચહુ વે કરણુ ઉઠીયો, સુત વજમલ ખટ વરણુ સધાર. ૮

વસમી વાર નમો લખમીવર, રખપણુ જણુ તુંથીજ રહે;
ઇસર અરજ સુણી ઝટ ઇશ્વર, કરણુ જીવાયો જગત કહે. ૯

અર્થ—ઇસર બારોટ કહે છે કે હે ધનવંત્રી ! હે ચદ્ર ! હે હનુમાન ! હે

શુક્રાચાર્ય ! તમે ધાઓ ( દોડો ), કારણ કે આપ મનુષ્યને તથા દેવોને પાળવાવાળા છો, માટે ખટ વરણને પાળવાવાળો એવો જે કરણ તેને જીવાડો. હે ધનવંત્રી ! દીનને પાળવાવાળો એવો જે સરવૈયો તેને આ વખતે આવી જો તું નહીં જીવાડે તો પછી તારૂં ઔષધ કીએ દિવસ કામ આવશે. હે ચંદ્ર ! કરણ જીવતો થશે તેથી તારો કવિ ઉપકાર માનશે અને આ જગતનાં ઘણાં કાર્યો સુધરશે. માટે જો આજ તું અમૃત નહીં આપે તો પછી શું અર્થ આવશે. હે હનુમાન ! જગત સર્વ સાચ માને તેવી રીતે સંજીવની મુળીયું લાવી કરણને જીવાડો; નહીં તો લક્ષ્મણજીને મૂર્છામાંથી બેઠા કર્યા તે કોણ માનશે. હે શુક્ર ! સર્વ તારે આશરે છે, યાચકને માટે નવી જડી બુટી ઉત્પન્ન કર. કવિ કહે છે કે તારા માટે મેં ઘણા રાક્ષસોને મૃત્યુમાંથી બચાવ્યા છે તો અમારે માટે એક કરણને જીવાડ. હે દેવો ! તમે સર્વ જીવાડવામાં સમર્થ છો અને તેની ત્રણે લોક સાક્ષી આપે છે માટે કોઇ ધર્મના કાર્ય માટે દોડો; કરણ મરે છે અને કવી સાદ કરે છે. તે સાંભળી ધનવંત્રી, ચંદ્ર, હનુમાન અને શુક્ર ચારણના કાર્ય માટે દોડીને આવ્યા. ઇસર બારોટની અરજથી વાહન ઉપર ચઢી હાલ હાજર થયા. ધનવંત્રી તથા ચંદ્ર તે બે સમુદ્રના પુત્ર અને પવનસુત હનુમાન અને ભૃગુના પુત્ર શુક્ર તે સહુ સહુના અધિકાર સામું જોઇ આવ્યા, અને ખટ વરણનું સુધારવાવાળો વજાજીનો પુત્ર બેઠો થયો. ઇસર બારોટ કહે છે વિપત્તી સમયે હે લક્ષ્મીવર ! હું તમને નમું છું. ભક્તની ટેક તુંથીજ રહે છે. જગત્ સર્વ કહે છે કે ઇસર ભક્તની વિનતીથી કરણને હાલ જીવાડ્યો તે સમયની કવિતા.

સોરઠા.

એક મન ઉચાટ, રાખો નવ સજ્જન રૂદે;
વસમી ટાળી વાટ, સઘળી કરશે શામળો. ૧

બળતાં રાખ્યાં બાળ, બીજે બીલાડી તણાં;
સાદે ચાહી ચાળ, સાચો બેલી શામળો. ૨

ટાણે રાખી ટેક, ત્રીજે પાંચાળી તણી;
અપંગને ટેકો એક, સાચો રાખે શામળો. ૩

ગ્રાહેલો ગજરાજ, ચોથે તેં છોડાવીયો;
લટકાળા ઇ લાજ, છેવટ રાખી શામળા. ૪

પાંચમમાં પ્રહલાદ, થંભ દેખી આંખો થયો;
સુણી ભક્તનો સાદ, ચલવી કીડી શામળા. ૫
નરસિંહ રૂપે નાથ, છઠે હરણાકંસ ચળ્યો;
હરી વધારી હાથ, સંહાર્યો તેં શામળા. ૬
પથરે બાંધી પાજ, સમુદ્ર ઉપર સાતમેં;
રાવણ વાળું રાજ, સઘળું રોળ્યું શામળા. ૭
લાખાગ્રહથી લાજ, અભંગ રાખી આઠમે;
કીધાં ઉત્તમ કાજ, સહુ પાંડવનાં શામળા. ૮
લેતાં નાગર લાજ, નોમેં નરસૈયા તણી;
મામેરૂં મહારાજ, સઘળું પુર્યું શામળા. ૯
દશમેં તારે દ્વાર, કરહઠ બેઠો કોલવા;
બળીયા ફેરી બાર, સન્મુખ કીધાં શામળા. ૧૦
નામો પાળી નેમ, અગિયારસ રેહતો અચળ;
અગનીમાંથી એમ, સાજો રાખ્યો શામળા. ૧૧
આપ્યું થઇ અજાણ, બીખ હળાહળ બારશેં;
પૂતનાના પ્રાણ, ચુશી લીધા શામળા. ૧૨
પરલે કીધાં પાપ, તેરશમાં ગુનકા તણાં;
મારો તું માબાપ, સારજ લેજે શામળા. ૧૩
દારિદ્ર કીધાં દૂર, ચૌદશેં સુદામા તણાં;
હું તો તુંજ હજુર, સંકટ વેળા શામળા. ૧૪
આંબ્યો જઈ અસમાન, પનરેં બળ ચાંપ્યો પગે;
પ્રાગાવડને પાન, કેમ સમાણો શામળા. ૧૫
કરણને ઇસર કાજ, સોળે સજીવન કર્યો;
રાખી પત મહારાજ, સેવક જાણી શામળા. ૧૬

પછી કરણના હાથથી ઇસર બારોટે ઓરડાનું બારણું ઉઘડાવ્યું તે જોઇ માણસો ઇસર બારોટના પગમાં પડી ગયાં. જય જય શબ્દ થયો. કરણ પિતાને પગે લાગ્યો. માતાએ આવી ઓવારણાં લીધાં, હજારો રૂપી-

ચાનું દાન પુન્ય થયું. તે વખતે ઇશ્વરીયા ગામ પ્રસન્ન થઇ વજાજીએ ઇસર બારોટને આપ્યું. ઇશ્વરીયામાં ઇસર બારોટના સ્થાપેલા શંકર અદ્યાપિ છે. અને ઇશ્વરીયું નામ પણ ઇસર બારોટનાં નામ ઉપરથીજ પડ્યું હશે. ઇસર બારોટે પોતાની અવસ્થામાં સાત વખત પગપાળા હીંગળાજ માતાની યાત્રા કરી. તેમાં એક વખત હીંગળાજ પરસવા જતાં સિંધ દેશમાં એક નાહના એવા ગામડામાં ગોડ રાજપુતને ત્યાં ઇસર બારોટ રાત્રી રહ્યા. ઘરધણી રાજપુત ગુજરી ગએલો. તેની વિધવા સ્ત્રી તથા એક સાંગો નામનો છોકરો હતો તેણે ઇસર બારોટની સત્ય ભાવથી સેવા કરી અને કહ્યું કે અમે તમારા દેશનાં રહેવાશી છઇએ. પણ કોઇ મોટા દુકાળના સમયમાં અમારા વડવા આંહી ઢોર લઇ આવેલા ત્યારથી આંહીજ રહી ગયેલા. આંહી આપ જેવા ભક્ત સંત મહાત્મા કોઇ આવતા નથી. અમારાં ધન્ય ભાગ્ય કે આપનું અહીં આવવું થયું. પ્રભાત થતાં ઇસર બારોટ હીંગળાજ તરફ જવા તૈયાર થયા તે વખતે તે સાંગાએ પોતાના હાથથી કાંતીને ઉનની ધાબળી વણાવેલી તે ઇસર બારોટને દેવા લાગ્યો. ઇસર બારોટે કહ્યું કે દીકરા હમણાં હું ધાબળી ક્યાં સાથે ફેરવીશ. વળતી વખત હું આંહી તારી પાસે જરૂર આવીશ ત્યારે કામળી લઇ જઇશ. પછી ઇસર બારોટ ત્યાંથી હીંગળાજ તરફ ગયા, સાંગો ગામનાં વાછરડાં ચારતો હતો. ચોમાસાની પેહેલવાડમાં નદીને સામે કાંઠે વાછરડાં ચારતો હતો. ઘણો વરસાદ થવાથી નદીમાં પાણીનું પૂર આવી ગયું. બીજા છોકરાઓ ઢોર લઇ વેળાસર નદી ઉતરી આવ્યા. સાંગો ઉતરવા ગયો, પણ પાણી અચાનક વધી જવાથી વાછરડાં અને પોતે નદીમાં તણાણાં. તે વખતે મોટો સાદ કરી બીજા છોકરાઓને કહ્યું કે હું તણાઇ જાઉં છું; મારી માતુને સંદેશો કહેજો કે પેટીમાં કામળી છે તે ઇસર બારોટ આવે ત્યારે આપે. છોકરાઓએ ગામમાં આવી સાંગાની માતુને ખબર દીધા. બાઇ બીચારી નદીને કાંઠે ગાઉ બે ગાઉ દોડી પણ સાંગાનો પત્તો લાગ્યો નહીં. છેવટ રોઇને ઘરે આવી. ગામનાં સર્વ મનુષ્યો કળકળાટ કરવા લાગ્યાં. તે વાતને થયાં ચાર માસ થયા એટલે ઇસર બારોટ વળતી વખત તે ગામમાં રાજપુતને ત્યાં આવ્યા. બાઇ ઓશરીમાં બેઠી હતી; ઉભી થઇ ઇસર ભક્તને હસતે મોઢે આવકાર દીધો. બાઇએ વિચાર કર્યો કે જો ભક્તને સાંગાના મૃત્યુના ખબર કહીશ તો ચાલ્યા જશે, માટે જરા પણ વરતાવવું નહીં, અને જમાડીને પછી રજા આપું. ભક્ત આવી ઓશરીમાં ખાટલા ઉપર બેઠા. પેલી બાઇએ પાણી ઉનું કરી બારોટને નવરાવ્યા; પછી હાલ હાલ

ચઢી પોતાના ગામનાં સર્વ મનુષ્યોને રામરામ કરી સમુદ્રમાં ચાલ્યા ગયા તે સમયની કવિતા.

સંવત સોળ બાવિશ શુદ, નોમી ચઇતર માસ;
ઇસાણુંદ કવિ ઉદ્ધરે, વિશ્વ કરો વિશ્વાસ. ૧
ઇસર ઘોડા ઝોકીયા, ભવસાગરકે માંય;
તારણ હાર તારશે, સાંચા પકડી બાંય. ૨

ગીત–સપાખરૂં.

કુડો દેવરો મંડાણ મૂળ ગિરી મેર સબેં કુડો,
કુડોહિ જમીકો પીઠ કુડો અહંકાર;
કુડોહિ કોરંભ અંભ પવન્ન જમાવ કુડો,
ગિરિધારી નાહીં કુડો એક હીં ગોપાળ. ૧
ખોટો માલ ખજાનાકો કોટ બેટ સબેં ખોટો,
બાજીયું તબેલો ખોટો ખોટો ત્રિયા બંદ;
ખોટો કામ જડિત્રાંરો નંગ ચો બનાવ ખોટો,
મોટો ખોટો નાહીં બાવો બાળહીં મુકુંદ, ૨
જૂઠો હેત બંધવાંચો ગોતરી કુટુંબ જુઠો,
માત પિતા સબેં જૂઠો જૂઠોહિ મલક્ક;
જૂઠો લાવ સાહુરાંકો પુત્ર પરીવાર જુઠો,
એક જુઠા નાહીં એહ આતમા અલખ્ખ. ૩
કાચો કામ કેલકારી મીનકારી કામ કાચો,
કાયાકો બનાવ કાચો કાચો સબેં કામ;
કાચો રાજ ઇંદ્રહીંકો આપહીં બ્રહ્માંડ કાચો,
સાચો બાવા સાચો એક ઇસરાકો શામ. ૪

અર્થ—દેવલોકનું મંડાણ મિથ્યા છે તેમ મેરૂ પર્વત પણ મુળથી મિથ્યા છે, ભુમીનું પીઠ પણ મિથ્યા છે. તેનો અહંકાર કરવો તે પણ મિથ્યા છે. કુરમ (કાચબો) અને અંબ (પાણી) તે મિથ્યા છે અને પવનનો સમુહ તે પણ મિથ્યા છે.

એક ગોવરધનને ધારણ કરવાવાળો અને ગૌને પાળવાવાળો ઈશ્વર સત્ય છે. ૧. ખજાનામાં ભરેલો માલ ખોટો છે તેમજ કોટ ( કીલ્લા ) અને ઓટ તે ખોટા છે. ઘોડા અને તેને બાંધવાના તબેલા, સ્ત્રી તથા બીંદ (ધણી) તે પણ સર્વ ખોટાં છે. નંગ જે હીરા માણેક નીલમ તેથી જડેલા અલંકારો પણ ખોટા છે. સર્વથી મોટો એવો બાળમુકુંદ જે શ્રી કૃષ્ણ પરમાત્મા તે ખોટો નથી. ૨. પોતાના ગોત્રમાંથી કુટુંબી બંધુઓ તે પણ જુઠા છે. માતપિતા તથા આ મુલક ( દેશ ) પણ મિથ્યા છે. તેમજ બાદશાહી વૈભવનો ઉપભોગ તથા પુત્ર પરીવાર તે સર્વ મિથ્યા છે. એક આત્મદેવ જુઠો નથી. ૩. વળી કેલકારી ( ચુનાબંધ ) મકાનોનાં કામ કરેલાં તથા મીનાકારી કામ કરેલાં તે પણ કાચાં છે, આ શરીરનું કામ કાચું છે તેમ બીજાં સર્વ કામ કાચાં છે. ઇંદ્રનું રાજ્ય પણ કાચું છે અને આ સર્વ બ્રહ્માંડ પણ કાચું છે. જુઓ બાપા એક ઇસર કવિના શ્યામ પરમાત્મા સાચા છે. ૪.

આ મોતીદામ છંદ ઇસર બારોટના રચેલા છે તે નાનો હરિરસ કહેવાય છે.

## છંદ મોતીદામ.

હરી ગુણ ગાય ઘણો ગુણ થાય, પ્રિતીકર ગંગ તણું જળ પાય;
હરી સમરે જન વૈકુંઠ જાય, ધરૂ અવિચ્છિન્ન હુવા હરિધ્યાય. ૧

પ્રભૂ સમયા થકિ પાંડવ પાંચ, તર્યા ભવસિંધુ ન લાગિય આંચ;
તર્યા પ્રહલાદ કોટિ પંચ તાજ, તર્યાં હરિચંદ કોટિ સત કાજ. ૨

તર્યા નવ કોટિજ જીઠલરાય, તર્યા ભવ બાર કોટિ બળિરાય;
હરીજન તાર લિયા મહારાજ, યહી અમરાપર રાખિય આજ. ૩

હરી અવીનાસ કિયો અમરીષ, રહ્યો રૂખમાંગદ જે અંતરીષ;
ન કીધિય ભિષ્મ પ્રતિજ્ઞાય ભંગ, હરી અહલ્યા ફિર દીધોય અંગ. ૪

શરીર કુબજ્જાય કીધ સચંગ, સદાય વિભિષણ રાખિય સંગ;
હરી ગુરૂ સંત કરો સતસંગ, રૂદે ધરિ આપ વિશેષ ઉમંગ. ૫ ૫

ધરો નવ આપ રૂદે કદી દ્વેશ, કરો નવ માનવ દેહ કલેશ;
અલખમ ધણી રિય કીજીય આસ, વદે કવિ ઇસર એ વિસવાસ. ૬

અર્થ—પ્રભુના જે ગુણ ગાય છે, તેને ઘણો ફાયદો થાય છે. પ્રીતિ થકી અંત સમયે જો મનુષ્યને ગંગાજળ પાય અને પ્રભુનું સ્મરણ કરે તો તે વૈકુંઠમાં જાય છે. જુઓ, પ્રભુનું સ્મરણ એવું છે કે, ધ્રુને અવિચળ પદ મળ્યું. પ્રભુના સ્મરણથી કાંઈ હરકત સિવાય પાંચ પાંડવ ભવસાગર તરી ગયા. ભક્તોના શિરતાજ એવા પ્રહ્‌લાદ ભક્ત સાથે પાંચ કોટી જીવનો ઉદ્ધાર થઇ ગયો અને હરીશ્ચંદ્ર સાથે સપ્તકોટી જીવો તરી ગયા અને યુધીષ્ઠિર સાથે નવકોટી જીવ તયા; તેમજ બારકોટિ જીવો બળિરાજા સાથે તરી ગયા અને પોતાના ભક્તોને તારી લઇ દેવ-ધામમાં રાખ્યા છે. વળી અંબરિષ રાજાને અમર રાખેલો છે તેમ અંતરિક્ષમાં રૂખમાંગદની રક્ષા કરેલી છે. ભીષ્મની પ્રતિજ્ઞા જેણે ભંગ કરેલી નથી, ગૌતમ રૂષીના શ્રાપથી પથ્થરની થએલી અહલ્યાને ઉત્તમ એવો દેહ ફરીથી આપ્યો અને કુબજાનું વાંકું અંગ અળસાવી સુંદર સ્વરૂપ આપ્યું અને વિભિષણને ભક્ત જાણી સદાય સાથે રાખ્યો માટે ઇશ્વર રૂપ જાણી ગુરૂ અને સંત પુરૂષોનો સંગ કરો અને ભક્તી કરવા ઉમંગ રાખો. કોઇ ઉપર દ્વેશ કરો નહીં. આ મનુષ્ય દેહમાં કલેશ કરશો નહીં. એક પરમાત્માનીજ આશા; ઇસર કવી કહે છે કે પ્રભુનો દૃઢ વિશ્વાસ રાખો. સંપૂર્ણ.

॥ अथ ग्रंथ श्री हरिरस प्रारंभः ॥

दोहा.

लागाहुं पेहलो लळे, पितास्बर गुरु पाय,
भेद महारस भागवत, पायो जेण पसाय. १

અર્થ—પ્રથમ પિતામ્બર ગુરૂના ચરણમાં નમું છું; જેના પ્રસાદથી ઉત્તમ રસવાળા ભાગવતનો અર્થ હું જાણી શક્યો.

दोहा.

जाडय टळे मन मळ गळे, निर्मळ थाये देह;
भाग्य होय तो भागवत, सांभळीयें श्रवणेह. २

અર્થ—મનની જડતા અને મેલ ટળી જાય અને પવિત્ર દેહ થાય એવું જે ભાગવત સારાં ભાગ્ય હોય તોજ શ્રવણથી સંભળાય.

दोहा.

भक्तवत्सल मोदे भगती, भांजपरा सहभ्रम,
मुजतणां क्रम मेटवा, कथुं तुंहारा क्रम. ३

અર્થ—હે ભક્તને વ્હાલા એવા પ્રભુ ! મને તારી ભક્તિ આપ, અને મારા મનના સર્વ સંદેહ ભાંગી દૂર કર. મારાં કર્મ જે પાપ તે મટવા માટે હું તારાં (કર્મ) જે ચરિત્ર કહું છું.

दोहा.

पीठ धरणिधर पाटली, हरि होय लेखण हार;
तोय तारां चरितां तणो, परम न लभे पार. ४

અર્થ—પૃથ્વીની પીઠ રૂપી પાટી ( સ્લેટ ) હોય અને વિષ્ણુ લખવાવાળા હોય તો પણ હે પરમ ઇશ્વર ! તારાં ચરિત્રોનો પાર આવે તેમ નથી.

दोहा.

तोरां हुं पुरां तवी, शकां केम समराथ,
चत्र भुज सह थारां चरित, निगम न जाणे नाथ. ५

અર્થ—તારાં ચરિત્ર સંપુર્ણ હું કેમ કહી શકું ? હે ચાર ભુજાવાળા, તારાં ચરિત્રો વેદ પણ જાણતા નથી.

दोहा.

कथां केम इसर कहे, खांण सकळ प्रत खेत;
वाणी श्रवणे मन वसे, नित्य अगोचर नेत. ६

અર્થ—ઈસર બારોટ કહે છે કે ચાર ખાણના જીવો દરેક સ્થળમાં વસે છે તે સર્વમાં તેમજ વાણીમાં, શ્રવણમાં, મનમાં ઈશ્વર વસે છે; વળી તે નિત્ય છે, અગમ્ય છે, અને અપાર છે.

दोहा.

दैव कशी उपमा दीयां, तें सरज्यां सहसोय;
तुंज सरीखो तुंहिज तुं, कहां न दुजो कोय. ७

અર્થ—હે ઇશ્વર, હું તને કેવી ઉપમા આપું ? તેં સર્વ વસ્તુ સર્જેલી છે; તું જેવો એકજ તું છો, બીજો કોઈ નહીં.

दोहा.

नारायण तुं संभरे, उण कारण हरि आज;
जा दिन आ जुग छंडियें, ता दिन तो शुं काज. ८

અર્થ—હે નારાયણ! હે હરી, એ કારણથી આ વખતે મને તું યાદ આવે છે કે જે દિવસ આ દુનિયા છોડીને જવાનું થશે તે દિવસ તારીજ સાથે કામ પડશે.

दोहा.

आभ वछंटा माणसां, हे धर भीलण हार;
धरणीधर छांडीयां, आसें तुं आधार. ९

અર્થ—આભથી એટલે સ્વર્ગમાંથી પડતા જીવોને પૃથ્વિ ધારણ કરે છે; પણ હે પૃથ્વિના ધારણ કરનારા પ્રભુ, આંહીથી પૃથ્વિ છોડ્યા પછી માત્ર તારોજ આધાર છે.

दोहा.

नारायण न विसारीये, नित प्रत लीजे नाम;
जो लाभे मनुष्या जनम, कीजे उत्तम काम. १०

અર્થ—હે મનુષ્યો, નારાયણને ભુલી જવા નહીં અને હમેશાં તેના નામનું સ્મરણ કરવું અને ઉત્તમ કાર્યો કરવાં તે મનુષ્યાદેહનો લાભ છે.

दोहा.

नाम सुतीरथ नामवृत, नाम सलंभो काम,
अेको अक्षर तत्वफळ, जीहा जपो श्रीराम. ११

અર્થ—ઇશ્વરનું નામ તેજ શ્રેષ્ટ તિર્થ છે અને નામ તેજ વૃત છે અને વળી નામે તેજ લાભવાળું કાર્ય છે અને તે નામનો એકેક અક્ષર તત્વનું ફળ છે માટે જીભથી શ્રીરામ નામ જપો.

दोहा.

राम जपंतो रे रुदा, आळस म कर अजाण;
जो तुं गुण जाणो नहीं, पुछे वेद पुराण. १२

અર્થ—હે મન ! તું હમેશાં રામનું સ્મરણ કરતો રહે અને તેમાં કદી આળસ કરીશ નહી; અને જો તું પ્રભુના ગુણને ન જાણતો હો તો વેદ અને પુરાણનું શ્રવણ કર.

दोहा.

क्षुधा न भाजे पाणीयें, त्रशा न छीपे अन्न;
मुक्ति नहीं हरिनाम विण, मानव साचे मन्न. १३

અર્થ—ભુખ લાગે તે પાણીથી મટે નહીં અને તરસ લાગે તે અનાજથી મટે નહીં, તેમ મુક્તિ ઇશ્વરના શુદ્ધ મનના નામસ્મરણ શિવાય મળે નહીં.

दोहा.

ज्यां जागे त्यां राम जप, सोता राम संभार;
आतम बेठत उठतां, चालंता चीतार. १४

અર્થ—હે મનુષ્ય, જ્યારે તું નિંદ્રાથી જાગ ત્યારે રામ નામનું સ્મરણ કર અને સુતી વખતે પણ રામ નામને યાદ કર. હે જીવ, તેમજ બેસતાં ઉઠતાં ચાલતાં પ્રભુને સંભાર.

दोहा.

आळेहीं नारायणा, जे नर नाम लहंत;
ते जमराणा परहरे, केशव चरण रहंत. १५

અર્થ—જે મનુષ્ય સહેજે ઇશ્વરનું નામ લીયે છે તે યમરાજાના ફંદમાં ફસાતો નથી અને કેશવ પ્રભુના ચરણમાં રહે છે.

दोहा.

केशव कहि कहि समरीयें, नत्र सोइयें विसार;
रात दिवसके समरणों, कबहुक लगे पुकार. १६

અર્થ—કેશવ પ્રભુનું નામ લઈને સ્મરણ કરવું અને તેને વિસારીને નિદ્રા પણ કરવી નહીં એમ રાત્રી દિવસના સ્મરણથી કોઇ વખત પ્રભુના શ્રવણમાં અરજ સંભળાશે.

दोहो.

रहे विलंभे रामरस, अणारस गणे अलप;
ए महा ध्रु आतमा, ए तीरथ ए तप्प. १७

અર્થ—જે મનુષ્ય રામની ભક્તિના રસને ચાહે છે અને બીજા તમામ રસોને તુચ્છ ગણે છે એજ અચળ આત્મારૂપ મોટા ઈશ્વરને જાણે છે અને તિર્થ તથા તપ પણ ઈશ્વરના ભજનમાં છે.

---

अथ गाहा : देवी स्तुती.

रिध सिध दीयण कोहला राणी,
बाळा बीज मंत्र ब्रह्माणी;
वियण युक्ती दे अविरल वाणी,
पर्णाक्रीत जेम सारंग पाणी. १

અર્થ—હે કોહલા પહાડમાં વસવાવાળી મહારાણી હીંગળાજ! તું રિદ્ધિ અને સિદ્ધિને આપવાવાળી છો. વળી હે બાળા! તું બીજ મંત્ર એટલે ૐકાર રૂપ છો, તેમજ બ્રહ્માણી રૂપ તુંજ છો. મને નવીન યુક્તિવાળી વાણી આપ, જેથી સારંગપાણી એટલે ધનુષ્ય ધરનારા ઇશ્વરની હું કીર્તિ ગાઉં.

---

छंद बेअाखरी.

विखंभ कपिल हे ग्रीव विश्वंभर,
दत्तातरी हरि हंस दामोदर;
राह विकुंठ धनंतर रीखभ,
गरुडारूढ प्रथु प्रशनी ग्रभ. १

અર્થ—હે પ્રભુ! કપીલદેવ તથા હયગ્રીવ રૂપ આપ છો. હે વિશ્વંભર! દત્તાત્રેય તેમજ હરિઅવતાર તથા હંસાવતાર રૂપે આપજ છો. હે દામોદર! હે વૈકુંઠના રાજા ધનંતર અને રિષભદેવ પણ આપજ છો. હે ગરૂડની સ્વારી કરનાર પૃથુરાજા અને પ્રશ્નીના ગર્ભમાં ઉત્પન્ન થયા એવા આપજ છો!

छंद.

मत्स कुरंम वराह मह महण,
नरसिंह वामन नर नारायण;
द्विजराम रघुराम दिवाकर,
कृष्ण बूध कलकी करुणाकर. २

અર્થ—હે સમુદ્રનું મંથન કરવાવાળા મત્સાવતાર તથા કચ્છાવતાર, નૃસિંહાવતાર વામન અવતાર રૂપ આપજ છો. હે નરનારાયણ ! દ્વીજરામ (પરશુરામ), રામચંદ્ર, સુર્યવંશી, તથા કૃષ્ણાવતાર તથા બૌદ્ધાવતાર આપજ છો. હે દયા કરવાવાળા કલકી અવતાર પણ આપજ છો.

छंद.

बळी अवतार तुंही बळ वंधण,
भक्त तणां धरिया दुख भंजण;
तविजे हरि अवतार तुंहारा,
सदगति लही छूटे संसारा. ३

અર્થ—હે બળી રાજાને બાંધવાવાળા, વામન અવતાર આપજ છો અને ભકતોનાં કષ્ટ ભાંગવા માટે આપે અવતાર ધારેલા છે એ અવતારનાં ચરિત્રો જે વર્ણવે છે તે મિથ્યા સંસારથી છુટીને સદ્ગતી પામે છે.

छंद.

चवतां चरित तुंहारा चेतन,
जन्म नहीं पुनरपि मानवजन;

अकळ अजन्मा अलख अलेपम,

क्रम हुं छुटीश तुज कथतां क्रम. ४

અર્થ—હે ચૈતન્ય રૂપ ભગવાન, તમારા જન્મનાં ચરિત્રો જે ગાય છે તે મનુષ્યને ફરીથી જન્મવાપણું રહેતું નથી. આપ અકળ છો, અજન્મા છો, અલખ છો, અને અલેપમ એટલે કોઈ વસ્તુમાં લુબ્ધ થએલા નથી તેથી ક્રમ જે પાપ તે તમારા ક્રમ જે ચરિત્રો તે કહેતાં હું છુટી જઈશ.

छंद.

माहरां अक्रम मेटवा माहव,

क्रम हुं कथिश तुंहारा केशव;

नाम तुंहारो हुं घण नामी,

श्वास उसास संभारिश स्वामी. ५

અર્થ—મારાં દુષ્કર્મો અળસાવવા માટે હે માવા, હે કેશવ, હું તારાં ચરિત્રો ગાઈશ, અને હે બહુનામી, શ્વાસ ઉશ્વાસ લેતાં મૂકતાં હું તમને સ્વામી રૂપ સંભારીશ.

छंद.

आठ पोहोर अनंत उलाविश,

रात दिवस हरि रुदे रहाविश;

मांडे पूजा तूज महण मथ,

सघळो शरिर करिश एम सुक्रीयथ. ६

અર્થ—હે અનંત પ્રભુ, હું આપને અષ્ટ પહોર હુલાવિશ (રમાડીશ) અને રાત્રિ દિવસ હે હરી, આપને હૃદયમાં રાખીશ, હે સમુદ્રનું મંથન કરનારાળા તમારી પુજા કરીને મારૂં સર્વ શરીર શુભ કાર્યમાં લગાડીશ.

छंद.

गलका सिला सिला गोमत्ती,
मंडे वे संगम मूरत्ती;
साळिगराम सिला सुध शेवीश,
अगर धूप चंदन उखेविश. ७

અર્થ—ગલકા નદી તથા ગોમતીમાંથી સાળીગરામની શિલા (પાષાણ) રૂપ મૂર્તિઓ માંડી તેની શુદ્ધ મનથી સેવા કરીશ અને અગરનો ધુપ કરીશ તેમજ ચંદનનો ઉખેવીશ ( લેપ કરીશ ).

छंद.

अनंत उर आरती उतारिश,
षोडष प्रकार पूज संभारिश;
भाव भक्ती करतो जग भावन,
पतित शरीर करिश एम पावन. ८

અર્થ—હે અનંત પ્રભુ, હૃદયથી હું આપની આરતી ઉતારીશ તેમ પોડષ્ પ્રકારથી સંભારીને પુજા કરીશ. હે જક્તના મનને ભાવવાવાળા, હું ભાવથી તમારી ભક્તિ કરીને આ મારૂં પાપી શરીર છે તેને પવિત્ર કરીશ.

छंद.

चरण पवित्र करिश हुं चत्रभुज,
त्रिगुणनाथ नाची आगळ तुज;

इंद्री पवित्र करिश अपरं प्रम,
दमे ज्ञान तूंज दइतां दम. ९

અર્થ—હે ચત્રભુજ ( ચાર ભુજાવાળા ) પ્રભુ, તમારી આગળ નાચ (નૃત્ય) કરીને હું મારા ચરણને પવિત્ર કરીશ, અને હે પરમેશ્વર, દૈતોને મારવાવાળા તમારા સ્વરૂપનું દ્રઢ જ્ઞાન મેળવી ઇંદ્રિઓ પવિત્ર કરીશ.

छंद.

उदर पवित्र करीश अपरंपर,
चरणामृत धरीश हुं चक्रधर;
पावन रुदो करिश पुरशोत्तम,
संचे नाम तूज श्री संगम. १०

અર્થ—હે અપાર, હે ચકને ધરવાવાળા, હું તમારૂં ચરણામૃત પીને મારૂં ઉદર પવિત્ર કરીશ. હે પુરશોત્તમ, લક્ષ્મીજી સહિત તમારૂં નામ લઇ મારા હૃદયને પવિત્ર કરીશ.

छंद.

मन एम पवित्र करिश प्रभु मोरो,
त्रीकम नाम धरिश द्रढ तोरो;
कर बे पवित्र करिश सांजण कर,
जोडी तुज आगळें जगतगुरु. ११

અર્થ—હે ત્રીકમ પ્રભુ તમારૂં નામ હૃદયમાં દ્રઢ ધારણ કરી મારા મનને પવિત્ર કરીશ. હે સર્વ મનુષ્યને સૃજનારા અને જગતના ગુરૂના તમારી આગળ જોડીને મારા બે હાથને પવિત્ર કરીશ.

छंद.

पवित्र खभाहुं करिश एणिपर.
अंक देवारिश शंख चक्र उपर;
पवित्र कंध एम करिश महाप्रभ,
नमे चरणादिश नित्य पोहोकर नभ. १२

અર્થ—શંખ ચક્રની છાપ લઈ મારા ખભાને પવિત્ર એવી રીતે કરીશ. હે મહા પ્રભુ, પ્રભાતને કરવાવાળા સૂર્ય નારાયણ તરફ ઉભો રહી આપના ચરણ દિશ નમીને મારા કાંધ ને ગરદન પવિત્ર કરીશ.

छंद.

कंठ एम पवित्र करिश करुणाकर,
गाइ चरित तूज गोपीवर;
मुख एम पवित्र करिश कुशमंजण,
भखे प्रसाद भक्त दुःख भंजण. १३

અર્થ—હે દયાળુ, હે ગોપીવર, તમારાં ચારિત્રો ગાઇને હું મારા કંઠને પવિત્ર કરીશ. હે ભક્તોનાં દુઃખને ભાંગવાવાળા, સવારમાં દાતણ કરી તમારો પ્રસાદ ખાઇ હું મારા મુખને પવિત્ર કરીશ.

छंद.

रसणा पवित्र करिश एम राघव,
भणो तूज गण तारण दधि भव;

डसण पवित्र करिश दामोदर,
आणंद हसे तुज गिरि उधर. १४

અર્થ—હે રાઘવ, હે ભવસિંધુથી તારવાવાળા પ્રભુ, તમારા ગુણુ ગાઈ હું મારી જીભને પવિત્ર કરીશ. હે દામોદર, હે ગોવર્ધનને ધારણુ કરવાવાળા, તમારી સામું હસીને હું મારા દાંતને પવિત્ર કરીશ.

छंद.

अधर पवित्र करिश उधारण,
मुरके तूज प्रेम मधु मारण;
नाशिका पवित्र करिश एम निर्मळ,
प्रभु घुंटे तो चरण प्रीयंमळ. १५

અર્થ—હે ભક્તોનો ઉદ્ધાર કરવાવાળા, હે મધુ નામના દૈત્યને હણુવાવાળા. તમારા પ્રેમથી મુરકી ( હસીને ) મારા અધર ( હોઠ ) ને પવિત્ર કરીશ; હે પ્રભુ તમારા ચરણુને સુગંધી પદાર્થ લગાવી મારી નાસિકાને પવિત્ર કરીશ.

छंद.

सुक्रियथ श्रवण करिश एम स्वामी,
निज गुण कथा सुणी बहु नामी;
नियण पवित्र करिश नारायण,
पेखे रूप तो भक्ती परायण. १६

અર્થ—હે સ્વામી, હે બહુનામી, તમારા ગુણોનું શ્રવણ કરી મારા શ્રવ ( કાન ) ને સાર્થક કરીશ; અને હે ભક્તપરાયણ, તમારૂં સ્વરૂપ પેખે;( જોઇને મારાં નીયણ ( નેણ ) પવિત્ર કરીશ.

छंद.

भ्रकुटी पवित्र करिश विश्वंभर,
धारी गौ चंदण धरणीधरः
मस्तक पवित्र करीश मधुसूदन,
वंदे चरण तूज जग वंदन. १७

અર્થ—હે વિશ્વંભર ! હે ધરણીધર ( પૃથ્વીને ધારણ કરનાર ), ગોચંદનને ચાંદલો કરી મારી ભ્રકુટીને પવિત્ર કરીશ; હે મધુસૂદન ( રાક્ષસ ) ને મારવાવાળા અને હે સર્વ જગતને નમવાલાયક, તમારા ચરણોમાં નમાવીને મસ્તક ( માથું ) તેને પવિત્ર કરીશ.

छंद.

वचण नपाप करीश लखमी वर,
मस्तक चाडे तुलसी मंजर;
त्वचा पवित्र करीश दशरथ तन,
सरसव लेप करि हरि चंदन. १८

અર્થ—હે લક્ષ્મીપતી, તમારે માથે તુલસીનાં માંજર ચાડે ( ચડાવી ) મારા વચનને પવિત્ર કરીશ. હે દશરથના તન ( પુત્ર ), સરસવ તથા ચંદનનો લેપ કરી ચામડીને પવિત્ર કરીશ.

छंद.

काया न पाप करीश एम केशव,
दंडवंत करे तूज दड़तां दव;

रोम रोम तव नाम रहाविश,
एम करतो प्रभु शरणे आविश. १९

અર્થ—હે કેશવ! પ્રભુ, હું મારી કાયા (શરીર) ને એવી રીતે પવિત્ર કરીશ કે હે દૈત્યોને દાહ કરવાવાળાં તમારી આગળ દંડવત કરીને અને રોમ રોમ (રૂંવાડે રૂંવાડે) તમારૂં નામ રાખીશ એમ ભકતી કરતો હું આપને શરણે આવીશ.

छंद.

मनसा वाचा कर्मणा मांही,
नरहर तो विण राखिश नांहीं;
विषे संसारतणा हुं विसारिश,
श्रीरंग गुण तारा संभारिश. २०

અર્થ—હે નરહરી (નૃસિંહ)! મનને વચનને અને કર્મને તમારા શિવાય રાખીશ નહીં તેમજ આ સંસારના વિષય (ભોગ) તેને વિસારી દઈશ; માત્ર હે શ્રીરંગ પ્રભુ; તમારા ગુણનુંજ કથન કરીશ.

छंद.

में माहरी इंद्रि सहु माधा,
बलि उद्धार विषे तो वाधा;
नाम नाव हुं चडियो जगनृप,
रखे हवे डोले रावण रप २१

અર્થ—હે માધા, હે બળિરાજાનો ઉદ્ધાર કરવાળા, મેં મારી ઇંદ્રિયો તારા સ્વરૂપમાં લગાડી છે. હે જગતના રાજા, હે રાવણના રિપુ રામ, કદી તું હુંથી ડોલીશ (ફરીશ) નહીં.

छंद.

करो कृपा तो शेवा कीजे
लेवरावो तो नामज लीजें;
पाखे रजा कोइ चरण न पामे,
भक्तवत्सल पडियो जग भामे २२

અર્થ—હે ભકતવત્સલ તમે કૃપા કરો તો તમારી સેવા કરીએ અને તમે લેવરાવો તોજ તમારૂં નામ લઇ શકીયે. તમારી આજ્ઞા સિવાય કોઇ તમારે શરણે આવી શકે નહી. હું તો સંસારના ભામે ( મોહમાં ) પડેલો છું.

छंद.

घण दीरो वछटो घण नामी,
साथ तमाणो त्रिभुवन स्वामी;
भमतो राख्य हवे जगभावन,
प्रेम भक्ती दे त्रिभुवन पावन. २३

અર્થ—હે ઘણુનામી ( બહુનામી ) હું તમારા સંગથી ઘણા દિવસનો જુદો પડેલ એવો છું, માટે હે ત્રિભુવનને પવિત્ર કરવાવાળા જગતને ભાવવાવાળા મને ભટકતો અળસાવી તારી પ્રેમ ભકિત આપ.

छंद.

कृष्ण राख्य हवे हुं तुं करतो,
धरणीधर मन ममता धरतो.

तुज विषे मति दे ध्रु तारण,
कूप संसार काढ्य श्रव कारण. २४

અર્થ—હે કૃષ્ણ, હે ધરણીધર ! હવે મને હું તું કરતો અળસાવ. હે ધ્રુ તારણ મારા મનની મમતા અળસાવી બુદ્ધિ તારા સ્વરૂપમાં રહે તેમ કર. હે સર્વના કારણ રૂપ, આ સંસાર રૂપી કૂપ ( કુવા ) માંથી મને કાઢ.

दोहो.

वरा अपराध वटमतो, रे रे त्रिभुवन राय
कर कुंडा शास्त्रो क्षषन, कर क्रम कूडां काय. १८

અર્થ—હે ત્રિભુવનના રાજા ! અપરાધ વિના વટમતો ( દુઃખ દેતો ) રહે રહે. હે કૃષ્ણ ભગવાન કાંતો શાસ્ત્રોને મિથ્યા ઠરાવો અને કાંતો કર્મને મિથ્યા કહો, જે માનવ દેહથી બનેલાં હોય તે.

दोहो.

एह पटंतर दाख्य इम, भक्तां वत्सलब्रम्ह.
कीधां अमके तम कीयां, धुर हरिपाप धरम १६

અર્થ—હે ભકતોને વ્હાલા એવા પરીબ્રહ્મ પ્રથમ પાપ અને ધર્મ તે અમે કર્યા કે તમે એનો પટંતર ( ભેદ ) દાખ્ય ( કહે )

दोहो.

तारी इच्छा दीध ते, जीहां आदि जनम;
त्यां वयां हुता अमतणा, केशव कशा करम २०

અર્થ—હે કેશવ પ્રભુ! પ્રથમ જીવોને તારી ઇચ્છાથી જન્મ આપ્યો ત્યારે અમારાં કરેલાં કર્મો ક્યાં હતાં.

दोहो.

आदि तुजथी उपना, जग जीवन सह जीव;
उंचा नींचा अवतरण, दे क्युं वंश दैव. २१

અર્થ—હે જગજીવન! પ્રથમ તુંથી સર્વ જીવ ઉત્પન્ન થયેલા છે; પછી હે દેવ, ઉચ્ચ અને નીચ કુળમાં જન્મ કેમ આપે છે?

दोहो.

आपो पें हुंता अनंत, आपो तें अवतार;
पाप धरमकी पीडवा, लायो जीवां लार. २२

અર્થ—હે અનંત પ્રભુ! આ જીવો તારા સ્વરૂપમાં હતા એને તેં અવતાર આપ્યો પછી પાપ અને ધર્મ જીવોની (લાર) સાથે પીડા દેવા કેમ લાગ્યો?

दोहो.

अखिल तुंहिजके कोइ अवर, वहुनामी वुझव;
लखसीवर लेखे नहि, समवड प्राणी सव. २३

અર્થ—હે બહુનામી! અમને બુઝવ (સમજાવ) કે સર્વમાં તુંજ છો કે કોઇ બીજો? હે લક્ષ્મીપતિ! સર્વ પ્રાણીઓ તારી સરખામણીમાં આવે તેમ નથી.

दोहो.

आदितणो जोतां अरथ, भाजे मूज भरम;

पहेलां जीवा परठीया, कीया च पहेला क्रम. २४

અર્થ—હે ઈશ્વર ! પ્રથમનો અર્થ જોતાં મારા મનનો ભ્રમ (સંદેહ) ભાંગે. હે પ્રભુ ! તમે પહેલાં જીવ પરઠીયા (રચેલાં) છે કે પહેલા કર્મ રચેલાં છે.

दोहो.

अक्रम क्रम उपाय कर, जे जागवीया जीव,
जगपति कोइ जाणे नहि, गत थारी हयग्रीव. २५

અર્થ—હે હયગ્રીવ ભગવાન ! સુકર્મ અને કુકર્મ પ્રથમ ઉત્પન્ન કરીને પછી જે જીવોને જગાડયા, હે જગપતિ. તે તમારી ગતીને કોઇ જાણી શકતું નથી.

दोहो.

खाणा चीयारे खोयण धर, जाया जण दन जन्त;
कीधा कोण पाखें क्रशन, उत्तम मध्यम अंत. २६

અર્થ—હે કૃષ્ણ ! આ પૃથ્વી રૂપી ગુફામાં ચાર ખાણીના જીવો છે જે દિવસ તે જન્મ્યા તેને ઉત્તમ, મધ્યમ અને કનિષ્ટ આપ સિવાય કોણે કર્યાં ?

दोहो.

कीधा कोण पहोचें क्रशण, वडा समो सहवाद;
आद नको तोरा अनत, आतम क्रमना आद्य. २७

અર્થ—હે કૃષ્ણ મોટા સાથે વાદ કરતાં કોણ પહોંચે; હે અનંત, તારાથી પ્રથમ કોઇ નથી અને આત્મા તથા કર્મ પણ તારાથી આદી નથી.

दोहो.

क्रम गत पूछां तुं कने, गोविंद हुं गेमार;
आड वसंती डेडरी, पणो समुद्रां पार. २८

**અર્થ**—હે ગોવિંદ ! કર્મની ગતી હું મુર્ખ છું તેથી આપને પુછું છું; જેમ ખાબોચીયાની ડેડકી સમુદ્રને પાર જવા કહે તેવી છે.

दोहो.

वैदतणी वंशावळी, कहो कीं वाचण काम;
महा रोग जीवण मरण, नीगम लेतां नाम. २९

**અર્થ**—વૈદની વંશાવળી વાંચવાનું શું કામ છે, કારણ કે જીવણ મરણરૂપી જે મહારોગ છે તે નીગમ ( પ્રભુ ) નું નામ લેતાં ટળે છે.

दोहो.

दीह घणा माझळ दणी, रळियो पेखे रुप;
माधा हवे प्रकास मुं, शिव ताहरो स्वरुप. ३०

**અર્થ**—હે માધવ ! આ દુનિયામાં ઘણા દિવસે તારૂં સ્વરૂપ જોઇને હું રળીયો (રાજી) થયો છું. હવે હે કલ્યાણ કરવાવાળા ! તારૂં સ્વરૂપ મારી આગળ પ્રકાશ કર.

दोहो.

अजामेळ जमदळ अगां, वछटो वसमी वार;
कीधो नारायण कहे, पुत्र हेत पोकार. ३१

અર્થ—અજામેળ નામનો એક બ્રાહ્મણ મદ્ય માંસનો આહારી હતો, તે પોતાના મકાનની અગાશીમાં બેઠો હતો. મદ્યના કેફથી બેભાન થઈ ત્યાંથી નીચે પડી ગયો. પડતી વખતે તેના પુત્રનું નામ નારાયણ હતું તેથી સંકટ વખતે નારાયણ કહી પુકાર કર્યો. તે પ્રભુના નામના પ્રતાપથી યમરાજાના દળ ( ફોજ ) આગળથી બચી ગયો.

दोहो.

मन पाखेहीं मह महणा, चवियें जीहा चंत;
आतम पीयो अवष्यहीं, अमर करे अमरत्त. ३२

અર્થ—મનમાં ન હોય તોપણ જીભથી સમુદ્રમંથન કરવાવાળા એવા ઈશ્વરના નામનું ચિંતવન કરે તો જેમ અમૃતનું પાન કરવાથી આત્મા અમર થાય છે તેમ મનુષ્યને જન્મ મરણ મટી અચળ થાય છે.

दोहो.

नदे साद कीं नाथजी, सादलीयां जण संत;
आपण नाम उलावतां धेनुं कान धरंत. ३३

અર્થ—સંત જનોના બોલાવવાથી નારાયણ કેમ ન બોલે; જુઓ પોતાનું નામ ઉલાવતાં ( લેતાં ) ધેનુ પણ કાન માંડે છે.

दोहो.

जव तल जेतो जाळ नळ, खोयण दे वनखंड;
एकहीं नाम अनंतरो, परले पाप प्रचंड. ३४

અર્થ—જવ તલ જેટલો અગ્ની હોય તો મોટાં વનને બાળી દીએ છે, તેમજ માત્ર અનંત પ્રભુનું એક નામ લેતાં ઘણાં પાપો બળી જાય છે.

दोहो.

कहियो इशर युं कहे, कण जायो किरतार;
ब्रह्मा रूद्र विचार भ्रम, निगम न पामे पार. ३५

અર્થ—પ્રથમના કવિયોની કહેલી વાણી ઉપરથી ઈસર બારોટ કહે છે કે, કિરતાર જે જગતના કર્તા તેને કોણે જન્મ આપ્યો તે વાતનો વિચાર કરતાં બ્રહ્મા અને રૂદ્રને પણ ભ્રમ (સંદેહ) થાય છે અને વેદ પણ પાર પામતા નથી.

मोतीदाम छंद.

ब्रह्माय रूद्र विचार ब्रहंम,
न जाणेय तो राय पार निगम;
प्रमेश्वर तो राय पार पळोय,
कुराण पुराण न जाणेय कोय. १

અર્થ—હે પરમેશ્વર! બ્રહ્મા અને રૂદ્ર (શંકર) પણ તારો વિચાર કરતાં મુંઝાય છે અને વેદ પણ તારો પાર પામી શકતા નથી અને તારો પાર લેવા પળોય (જાય છે) તોપણ કુરાણ તથા પુરાણ જાણતાં નથી.

छंद.

अधक्खर अक्खर तुंज अवेव,
दिनंकर चंद्र न जाणेय देव;

त्रणे गुण तूज न जाणेय तंत,

अहिस सबद न जाणेय अंत. २

અર્થ—હે ઇશ્વર! તારા અવેવ (લક્ષણુ) ના અરધા અક્ષર અથવા પુર્ણ અક્ષર સૂર્ય તથા ચંદ્ર તથા દેવ પણ જાણતા નથી અને ત્રણ ગુણ બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ પણ તારો તંત (વીચાર) જાણી શકતા નથી, અને સહસ્ર મુખવાળો શેષ પણ તારો પાર પામતો નથી.

छंद.

वडा ग्रह तुज लहेन विचार,

पुरंदर तुज न पामेय पार;

भला मुनी तुज न जाणेय भेद;

विरंचिए तुज न जाणेए वेद. ३

અર્થ—હે પ્રભુ! મોટા ગ્રહો પણ તારો વિચાર જાણી શકતા નથી અને પુરંદર (ઇંદ્ર) તે પણ પાર પામતો નથી અને શ્રેષ્ઠ એવા મુનીવરો પણ તારો ભેદ જાણતા નથી, તેમ વળી વિરંચી (બ્રહ્મા) અને વેદ તારી ગતિને જાણતા નથી.

छंद.

दामोदर तूज दशे दिगपाळ,

केता एक पार न जाणेय काळ;

उमा तोय पार अगम अलेख,

लखमीय पार न जाणेय लेख. ४

અર્થ—હે દામોદર પ્રભુ ! તુંને દશ દિગપાળ તથા કાળ પણ જાણી શકતા નથી; વળી ઉમાજીથી તારૂં સ્વરૂપ અગમ્ય છે, અલેખ છે. તારા નિર્માણને લક્ષ્મીજી પણ જાણતાં નથી.

છંદ.

महातंत तूज न जाणेय माह,
कियो तूज केण आयो तूज काह;
अनीलॉय नील कहंत असेष,
आदेश आदेश आदेश. ५

અર્થ—હે પ્રભુ ! તારા મોટા વિચારોને માતુ પણ જાણતાં નથી, તુને કેણે ઉત્પન્ન કર્યો અને તું આંહી શા માટે આવ્યો ? વળી તુને કોઈ શ્વેત પણ વર્ણવે છે અને કોઇ શ્યામ પણ કહે છે, માટે તુંને તો નમસ્કાર છે.

છંદ.

अलाह अथाह अग्राह अजीत,
अमात अतात अजात अरीत;
अरत्त अपित्त असेत अनेस,
आदेश आदेश आदेश आदेश. ६

અર્થ—જેને કુરાનમાં અલ્લાહ કહે છે તે પણ તુંજ છો અને પાર ન પમાય તેમ કોઈથી પકડી ન શકાય એવો પણ તુંજ છો, તારે માતુ નથી, તારે પિતા નથી, તું જન્મેલો નથી, અને તારી રીત ઉલટી છે. વળી તું લાલ રંગવાળો નથી, તેમ પીળા રંગ,વાળો નથી, તેમ શ્વેતરંગવાળો નથી અને બીજો પણ નથી. કોઈથી જીતી ન શકાય એવો તું છે. હે આદીશ્વર હું તમને નમસ્કાર કરૂં છું.

छंद.

अनंखन शंखन धंखन धीश,
नीवासन शासन आसन ईश;
नराळ नताळ नकाळ नरेश,
आदेश आदेश आदेश आदेश. ७

छंद.

कृपाल गोपाळ भुपाळ कृष्न,
वडाल संघाळ छत्राळ वृसंन;
मृणाल भुजाल विशाळ मुनेश,
आदेश आदेश आदेश आदेश. ८

छंद.

अभंग अथाह अप्रेय अनूप,
छछोह वदन मदन स्वरुप;

विरागन रागन वप्पन वेश,
आदेश आदेश आदेश आदेश. ९

અર્થ—હે પ્રભુ ! તું અભંગ છો. વળી અથાહ (અતાગ) છો અને અપ્રેય (અનહદ) કોઈની ઉપમા ન આપી શકાય એવો છો; વળી નિર્મળ મુખવાળો અને કામદેવના જેવા સ્વરૂપવાળો છો; તારે વિરાગ નથી તથા રાગ નથી; તારે શરીર નથી કાંઇ તેમ વેશ ધારણ કરેલ નથી. એવા હે પ્રભુ ! હું તને નમસ્કાર કરૂં છું.

छंद.

कथे सुर नाम तेत्रीशेय क्रोड,
जपे नर नारि दोनुं कर जोड;
गावे मुख नित्य सकत्त गणेश,
आदेश आदेश आदेश आदेश. १०

અર્થ—હે આદી ઇશ ! તેત્રીશ ક્રોડ દેવો તારૂં નામ રટે છે અને સ્ત્રી પુરૂષો પણ બન્ને હાથ જોડી તુંને જપે છે અને શક્તી તથા ગણેશ હમેશાં મૂખેથી તારા ગુણ ગાય છે એવા હે પ્રભુ ! હું તને વારંવાર નમસ્કાર કરૂં છું.

छंद.

चियारीय वाणीय खाणीय च्यार,
वदे मुख शास्त्र सुवेद विचार;
धुया रवी चंद्रसु नाम धरेश,
आदेश आदेश आदेश आदेश. ११

અર્થ—પરા, પશ્ચિમી મધ્યમા, વૈખરી એ ચાર વાણી તથા જરાયુજ, ઇંડજ, સ્વેદજ અને ઉદ્‌ભીજ એ ચાર ખાણી તથા શાસ્ત્રો અને વેદો તે મુખેથી

તારાજ ગુણ ગાય છે, તેમજ ધ્રુ, સૂર્ય, ચંદ્ર તે પણ તારૂં નામ રટે છે. એવા હે પ્રભુ ! હું તને વારંવાર નમસ્કાર કરૂં છું.

छंद.

सर्वे कुळ मेरुय सात समुंद्र,
उचारेय नाम अहोनिश इंद्र;
मुखां नव मेलेय ब्रह्म महेश,
आदेश आदेश आदेश आदेश. १२

અર્થ—નવ કુળ નાગ તથા સાત સમુદ્ર તથા ઈંદ્ર તે દિવસ રાત્રી તારૂં નામ ઉચ્ચારે છે અને બ્રહ્મા તથા શંકર મુખેથી તારૂં નામ છોડતા નથી એવા હે પ્રભુ, હું તને વારંવાર નમસ્કાર કરૂં છું.

छंद.

खत्री द्विज वंश गिया शुद्र खोज,
हुंतोज हुंतोज हुंतोज हुंतोज;
अनंत पराक्रम तूज अनंत,
नहीं तुज आदि नहीं तुज अंत. १३

અર્થ—બ્રાહ્મણ, ક્ષત્રીય, વૈશ્ય અને શુદ્રને તારા સ્વરૂપની ખોજ (તપાસ) કરતા ગીયા છે; તું તો છો છો ને છોજ; હે અનંત પ્રભુ ! તારાં અપાર પરાક્રમો છે; તારાથી આદી કાંઈ નથી અને અંત પણ કાંઈ નથી એવા હે પ્રભુ ! હું તને વારંવાર નમસ્કાર કરૂં છું.

छंद.

नहीं तुज रुप नहीं तुज रेख,
नहीं तुज वप्प नहीं तुज वेख;

नहीं तुज भीन्न नहीं तुज भास,
नही तुज सुन्य नही तुज श्वास. १४

અર્થ—તારૂં રૂપ નથી, તેમ રેખા નથી તેમ તું અશરીર છો તેમ કોઈ પ્રકારનો તારો વેષ નથી; તું કોઇથી જુદો નથી, તેમ તારૂં સ્વરૂપ ભળાતું નથી વળી તું જડ નથી તેમ શ્વાસવાળો પણ નથી.

છંદ.

नहीं तुज बाल नही तुज वृद्ध,
नहीं तुज सार नहीं तुज सिद्ध;
नहीं तुज वास नहीं तुज वन्न,
नहीं तुज पाप नहीं तुज पुन्य. १५

અર્થ—હે પ્રભુ! તું બાળક નહીં, તેમ વૃદ્ધ નહીં તેમ તારામાં ભેદ નહીં; તું સીદ્ધ નહીં, તું વસ્તીમાં નહીં તેમ અરણ્યમાં નહીં, તારે પાપ નહીં, તેમ પુન્ય નહીં.

છંદ.

नहीं तुज नेम नहीं तुज नाम,
नहीं तुज ठोर नहीं तुज ठाम;
नहीं तुज माय नहीं तुज बाप,
आपेंज आपेंज उपन्नोय आप. १६

અર્થ—હે પ્રભુ! તારે નીમ નહીં તેમ નામ નહીં, તારે સ્થળ નહીં, તેમ ઠામ (ઘર) નહીં, તારે મા નહીં તેમ બાપ નહીં, તું તો પોતાથીજ ઉત્પન્ન થયો એવો.

छंद.

मनेच्छाय बीज चलावण मूळ,
ठवेचर वेचर सुक्तम स्थूळ;
विरांट समान निपाविय व्रख्ख,
अभे फळ जेण कीया सुख दुख्ख. १७

અર્થ—હે પ્રભુ ! તારા મનની ઇચ્છારૂપી બીજ અને ચર અચરરૂપી મુળ તેમ સ્થુળ અને સુક્ષ્મરૂપી થડ એવું વૈરાટ સરીખું વૃક્ષ તેં નિપજાવ્યું. જેને સુખ દુ:ખરૂપી બે ફળ છે.

छंद.

निपाविय रुप उभे नरनार
वधारिय जक्क तणो विसतार;
धरे इक पाप धरे इक धर्म,
करे इक जीव लगावेय कर्म. १८

અર્થ—હે ઈશ્વર, સ્ત્રી અને પુરૂષ એ બેનું જોડું તેં ઉત્પન્ન કરીને જકતનો વિસ્તાર વધાર્યો અને પાપ પુન્ય એવાં બે કર્મ જીવને પછવાડે લગાડ્યાં.

छंद.

स्रजावण आप त्रिविधी संसार,
हुवो मझ आपज रम्मण हार;
घडे सह आपज हुंताय घाट,
वणाविय विश्व कियो वइराट. १९

**અર્થ**—હે ઇશ્વર, તેં ત્રણ પ્રકારનો સંસાર રચ્યો. મનુષ્ય, પશુ, પક્ષી અને વનસ્પતી તે સર્વમાં તુંજ રમણ કરી રહ્યો છો, વળી સર્વના ઘાટ (આકાર) તુંજ રચે છે એવું વઇરાટ સમાન વિશ્વ તેં બનાવ્યું છે.

छंद.

केता तैंय वार ब्रह्माय कीध,
लिला अवतार केता तैंय लीध,
विसव्व बणाविये केताय वार,
ब्रह्माय हाथ दीयो वहेवार. २०

**અર્થ**—ઘણી વખત તેં બ્રહ્માને ઉત્પન્ન કરેલા છે અને જગતમાં લીલા કરવા તેં ઘણા અવતારો લીધેલા છે, અને આ દુનિયાં તેં ઘણી વખત બનાવેલી છે, અને તે બનાવવાનું કામ બ્રહ્માને હાથ સોંપેલું છે.

छंद.

आपोपैंय इच्छाय आप अलख्ख,
लीला अवतार चोरासीअ लख्ख.
हुवो दिगमूंढ ब्रह्माय देख,
अजंपाय दाखव्य रुप अलेख. २१

**અર્થ**—હે અલખ પ્રભુ! તારી ઇચ્છાથી લીલા કરવા ચોરાશી લાખ અવતાર લીધેલા છે તે જોઇ બ્રહ્મા દિગ્મૂંઢ થઇ ગયો; અજંપા જાપથી જપવા જેવું તથા અપાર એવું જે તારૂં સ્વરૂપ અમને કહી બતાવ.

छंद.

सनक सनातन गान सूरीत,
चितावीय ब्रह्माय हलचरीत.

सूतो वडपान समाधी समुद्र,
मायासु समेटिय बाल सुकुंद. २२

અર્થ—સનકાદિક હમેશાં તારા ગુણનું સારી રીતે ગાન કરે છે, અને હંસાવતાર લઇને બ્રહ્માને ચેતાવેલા છે. હે પ્રભુ! તું પ્રાગાવડના પાંદડા ઉપર તથા સમુદ્રમાં સમાધી કરીને સુતેલો છે અને હે પ્રભુ! તારી માયા તેં ભેળી કરી લીધી છે.

छंद.

उपन्नाय दानव दोय अजीत,
भगे सब देव हुवा भयभीत;
पइठाय आवि तुहारीय पुंठ,
उवारी व्रसंन कहे सुर उठ. २३

અર્થ—કોઇથી જીતી શકાય નહીં એવા બે રાક્ષસો આ દુનીયામાં ઉત્પન્ન થયા તેને જોઇ ભય પામીને સર્વ દેવો ભાગી હે પ્રભુ! તારે પછવાડે આવી દેવતાઓએ કહ્યું કે હે પ્રભુ! અમારી સહાય કરવા ઉઠ.

छंद.

प्रमेसर सांभळी देव पुकार,
वढेवाय सज्ज हुवा तणावार;
वेहुंसुंय लिधिय हे कण वाथ,
निरोहर माय किया जुद्ध नाथ. २४

અર્થ—હે પ્રભુ! દેવોનો પુકાર સાંભળી તું રાક્ષસો સામો લડવા તૈયાર થયો. બેઉને એક બથમાં લઇને સમુદ્રમાં યુદ્ધ કર્યું.

छंद.

वने मधुकीट जसा वळ बुद्ध,
जीत्यो तुंय दाणव बाहुय जुद्ध;
दइतांय आगळ देव दातार,
बछोडेय देव केता तेंय वार. २५

અર્થ—મધુ કૈટભ જેવા બળવાન અને બુદ્ધીવાન રાક્ષસોને તું ભુજાના બળથી જીત્યો. હે ઉદાર એવા પ્રભુ ! કેટલીક વખત તેં દઇતો આગળથી દેવને છોડાવ્યા.

छंद.

कहेवाय देव वडा कोइ काम,
रह्यो सह दैत विपे जळ राम;
महा गड पेठ महा जळ मध्य,
कियो तेंय काज प्रथ्थविय युद्ध. २६

અર્થ—દેવોનાં મોટાં કાર્યો કરવા હે ! રામ સર્વ રાક્ષસો સામો તું સમુદ્રમાં રહ્યો અને પૃથ્વી કાજે મોટા મોટા કિલ્લાઓમાં તથા મહાજળમાં પેસી તેં યુદ્ધ કરેલું છે.

छंद.

प्रथि सहु जातिय रेस पियाळ,
दाढां ग्रह राखिय दीन दयाळ;
राखी धरबार केतां तेंय राम,
चडे हिरणाक्ष विपे संगराम. २७

**અર્થ**—હે દીનદયાળ ! પૃથ્વી રસાતળે જતી હતી તે વખતે તેં વરાહનું સ્વરૂપ ધારણ કરી અને દાઢ ઉપર રાખી; વળી હિરણ્યાક્ષ સામે સંગ્રામ વિષે ચડી ઘણી વખત પૃથ્વી રાખી.

छंद.

आक्रसियवार केता तेंय आव,
वसाविय त्रीपुर अम्रतवाव;
वेदारिय वाहर केतिय वार,
सजे मधुकैटभ दैत संहार. २८

**અર્થ**—કેટલીક વખત આકર્ષણ કરી પૃથ્વીને રાખી અને અમૃત રૂપી બીજ વાવીને ત્રણે પુર વસાવ્યાં અને કેટલીક વખત વેદની સહાય કરી અને ઘણી વખત મધુકૈટભ નામના દૈતોનો સંહાર કરવા તૈયાર થયા.

छंद.

पेखे तें वार केता कलपंत,
बांधी ले श्रंग पृथ्वी बलवंत;
हलाविय केतिय वार हमल्ल,
मधे मेहराण ते एकलमल्ल. ६

**અર્થ**—કેટલીક વખત કલ્પનો અંત જોઈને હે બળવાન! આ પૃથ્વીને તેં ગૌને શીંગડે બાંધીને રાખી છે અને હે એકલમલ્લ સમુદ્રની અંદર કેટલીક વખ ફોજ કરી હુમલા કરેલા છે.

छंद.

केता तेंय लिधाय वार क्रपंन,
रिणायरे रोळिय चौद रतंन;

मथे तेंय वार केता मेहेराण,
सुरां लेय दीध अमृत सुजाण. ३०

અર્થ—હે કૃષ્ણ ! કેટલીય વાર સમુદ્રને રોળીને તેં ચૌદ રત્ન લીધાં અને કેટલીક વખત સમુદ્રનું મંથન કરી તેમાંથી અમૃત લઈ દેવોને દીધું.

छंद.

दळे तेंय कताय वार दहींत,
इंद्रापर दिधोय शक्र अजीत,
हणो नख वार केता हरणाख,
भवानिय भैरव दिधाय भख; ३१

અર્થ—કેટલીક વખત તેં રાક્ષસોને દળી નાંખીને ઈંદ્રાપુર ઈંદ્રને અજીત કરી આપ્યું અને કેટલીય વખત નૃસિંહરૂપ ધરી નખથી હિરણાક્ષને મારી ભવાની તથા ભૈરવને ભક્ષ દીધો.

छंद.

पाळे पखवार केता प्रह्लाद,
सुण्यो तेंय सेवक तारण साद;
वांधे तेंय वार केता वळराव,
वगोइय दाणव कीध कवाव. ३२

અર્થ—કેટલીક વખત પ્રહલાદની પક્ષમાં સહાય કરી સેવકનો સાદ (પોકાર) સાંભળી તારી લીધો, કેટલીક વખત બળી રાજાને બાંધ્યો અને રાક્ષસો ઉપદ્રવ કરતાં તેને નિંદીત કર્યો.

छंद.

जीत्यो तुंइ वार केता बळ जंग,
रहावण तात जनेताए रंग;
भेदे तेंय वार केताय भुगोळ.
करंतिय आणीय गंग किलोल. ३३

અર્થ—કેટલીક વખત બળવાનો સાથે યુદ્ધ કરી તેં જીત મેળવી અને વાસુદેવ પીતા તથા દેવકી માતુની રક્ષા કરી માટે તને ધન્ય છે. વળી કેટલીક વખત પૃથ્વીને વીંધીને કિલ્લોલ કરતી એવી ગંગાને તું પૃથ્વી ઉપર લાવ્યો.

छंद.

देवां तेंयवार केता स्त्रग दीध,
केता ध्रम तुज देवे सुख लीध;
खत्री वंश वार केता तेंय खेंच,
पृथी ले दीधीय विप्रांय पेश. ३४

અર્થ—કેટલીક વખત તેં દેવોને સ્વર્ગ આપ્યું છે. કેટલાક દેવોએ તારા ધર્મના પ્રતાપથી ત્યાં સુખ લીધું છે. કેટલીક વખત ક્ષત્રીઓ પાસેથી પૃથ્વી ખેંચી લઈ તેં બ્રાહ્મણોને પેશ ( કબજે ) કરી આપી છે.

छंद.

लिया तेंयवार केता गढ लंक,
सरीखाय कुंभ मनाविए शंक;
दळे तेंय वार केता दसकंध,
बांधे दधी देव छोडावण बंध. ३५

**અર્થ**—કેટલીક વખત કુંભકર્ણ જેવાને હાર પમાડી લંકાનો ગઢ જીતી લીધો, અને કેટલીક વખત તે (દસ્કંધ) રાવણને દળી નાંખ્યો. અને હે બંધનને છોડાવવાવાળા, તેં કેટલીક વખત સમુદ્ર ઉપર પાળ બાંધેલી છે.

छंद.

विपे वृजधार पडंतीय वार,
धरे गिरि वार केता निरधार;
वजाडिए केताय फेराय वंस,
केता तेंय फेराय जीत्योय कंस. ३६

**અર્થ**—વૃજને વિષે જળની ધારા પડતી વખતે ગોવર્ધન પર્વતને તેં કેટલીક વખત ધારણ કર્યો તેમજ ઘણી વખત વાંસળી વગાડી અને ઘણી વખત તું કંસ રાજાને જીત્યો.

छंद.

धरे तेंय वार केता हरि ध्यान,
ग्रहावण लोक अनोअन्य ज्ञान;
केता तेंय जीताय वार कलंग,
जुगोजुग केताय कीधा जंग ३७

**અર્થ**—હે હરિ, કેટલીક વખત તું ધ્યાન ધરી રહેલો છો અને લોકોને પરસ્પર જ્ઞાન કરાવેલું છે, અને કેટલીક વખત તે કલંગ દેશને જીતેલો છે, અને પ્રત્યેક યુગમાં તેં (જંગ) યુદ્ધ કરેલા છે.

छंद.

असंख्याय तूज तणा अवतार,

ब्रह्माय रुद्र लहेन विचार;
नमो अतळि बळ तात आनंग,
नमो निर्वाण नमो नव बंग. ३८

અર્થ--હે પ્રભુ ! તારા અવતારો અગણિત છે, તેનો બ્રહ્મા તથા રૂદ્ર વિચાર કરી શકતા નથી. હે અનંગ (પ્રદ્યુમ્ન) ના પિતા, હું તમને નમું છું. હે નિર્વાણરૂપ, હે નવલ અંગવાળા, હું તમને નમું છું.

છંદ.

नमो प्रति सूरज कोटि प्रकाश,
नमो वनमाळिय लिळ विळास;
नमो लख काम लजावन तन्न,
मनोहर मोहन रुप मदन्न. ३९

અર્થ—હે કોટિ સૂર્યની કાંતિવાળા વનમાળી ! લીલા કરવાવાળા, લક્ષ કામદેવ લજ્જા પામે એવા શરીરવાળા, હે મનોહર મોહન, હું તમને નમું છું.

છંદ.

वंदन उलासत नेत्र विशाळ,
मुकुट्ट किरिट्ट अखे गळमाळ;
वसत्र सुपीत देही धनवान
मक्राक्रत कुंडळ शोभित कान. ४०

અર્થ—હે પ્રભુ, તમારૂં હંમેશ પ્રસન્ન મુખ છે અને મોટાં નેત્ર છે; આપે કીટ મુકુટ ધારણ કરેલ છે, ગળામાં અક્ષયમાળા પહેરેલી છે, પીળાં વસ્ત્રો છે.

વાદળના જેવો શરીરનો રંગ છે અને કાનની અંદર મકાકૃત (મચ્છરનો આકાર) કુંડળ શોભે છે.

छंद.

उभेकर दूण आयुद्ध असंख,
सारंग पदंम गदा चक्र शंख;
नमो पंच वद्‌न्न पुरुष प्रित,
सुशाम सुनिल सुरक्त सुसित. ४१

અર્થ—ચાર ભુજામાં અસંખ્ય આયુધ છે, સારંગ (ધનુષ્ય), પદમ (કમળ), ગદા, ચક્ર અને શંખ છે, પાંચ વદનવાળા મહા પુરૂષ જે શંકર તેની સાથે પ્રીતિવાળા અને શ્યામ રંગ તથા લીલા, રાતા અને શ્વેત રંગવાળા હે પ્રભુ, હું તમને નમું છું.

छंद.

सोहंग सभूत वियापक सव्व,
दुवादस आंगळ गात्र दुप्रव्व;
जदूकुळ नाथ तुं स्वामिय जग्ग,
पदंम पताक अलंक्रत पग्ग. ४२

અર્થ—પંચભુતવાળા સર્વ શરીરમાં વ્યાપક એવા અને દ્વાદશ (બાર) આંગળના માપથી આ શરીરમાં રહેલ છો. હે જાદવ કુળના નાથ, તું સર્વ જગતનો ધણી છો અને પદમ (કમળ) તથા પતાકા (ધ્વજા) નાં ચિન્હોથી તારાં ચરણ શોભે છે.

छंद.

पगारिय रेणुं धरे सिर प्रंम,

धियावेय पग्ग अहोनिश ध्रम;
पुजे पद पंकज कोमळ पाण,
उदक चडावेय गंगा आण. ४२

અર્થ—હે પ્રભુ, તમારા ચરણુની રજ પર્મ ( શંકર ) પોતાના માથા ઉપર ાવે છે અને ધર્મરાજા ( યમરાજા ) તે તમારા ચરણુનું ધ્યાન દિવસ રાત્રી છે અને આપના ચરણુ કમળળને કોમ હાથથી પૂજે છે અને ગંગાજીનું ઉદક ૪ળ ) લાવીને ચડાવે છે.

छंद.

पखाळे अडसठ तीरथ पग्ग,
इंद्रादिक देव करे सु ओळग्ग;
तळासत पग्ग नवेनिधि तम्म,
महा सिध साधक जाणेय म्रंम ४४

અર્થ—હે પ્રભુ ! તમારાં ચરણુને અડસઠ તિર્થો પખાળે છે ( ધોવે ) છે અને ઇંદ્રને આદિ દઈ સર્વ દેવો તમારી ઓળગ (ઉમેદવારી) કરે છે અને નવનિધી (લક્ષ્મી) તમારા પગ ચાંપે છે તેનો મર્મ (ભેદ) મોટા સિદ્ધ અને સાધક જાણે છે.

छंद.

महातम जाणेय ब्रह्म महेश,
सदा पग आगळ लोटत शेष;
पगांतळ मांडत सीस प्रयाग,
बसे पग आगळ ज्ञान विराग. ४५

અર્થ—હે પ્રભુ, તમારૂં મહાત્મ બ્રહ્મા અને મહેશ જાણે છે, અને તમારાં ચરણ આગળ શેશનાગ લોટેછે, વળી તમારાં ચરણ નીચે પ્રયાગ તિર્થ પોતાનું મસ્તક રાખે છે અને જ્ઞાન વૈરાગ પણ તમારા ચરણમાં છે.

છંદ.

पिये पग रस्स ब्रह्मा राय पूत्र,
अमृत सोरंभ घुंटे अवधूत;
पिये पग प्रेमळ वेद पुराण,
अळीयळ नाथ लिये सु अघाण. ४६

અર્થ—હે પ્રભુ, તમારા ચરણનો રસ ( ચરણામૃત ) બ્રહ્માના પુત્ર (બ્રાહ્મણો) પીયે છે અને તમારા ચરણકમળની સુગંધી અબધૂત ત્યાગી લોકો લીયે છે અને તમારા ચરણનો સુગંધી પવન વેદ તથા પુરાણ લિયે છે; વળી અળીયળનાથ ( શેષ ) પણ નાકથી સુગંધ લીયે છે.

છંદઃ

रमे पग छांय मधूकर रख्ख,
तवे पग नाग सरी खाय तख्ख;
लख्खमिय पग धरे उर लेह,
वुधी सुध पग तळे रहि वेह. ४७

અર્થ—હે પ્રભુ, તમારા ચરણોની છાંયામાં રૂષીરૂપી ભ્રમરો રમે છે અને તક્ષક નાગ જેવા તમારા ચરણમાં રહેછે અને લક્ષ્મીજી ચરણોને પોતાની છાતી સાથે ચાંપે છે તેમજ બુદ્ધિ અને સિદ્ધિ બન્ને તમારા ચરણમાં

छंद.

नमे पग नारद गौतम नद्द,
वंदे पद ग्रग कपील वहद्द;
चहे पद जन्नक सन्नक सूर,
अरज्जुन ओधव त्युं अकरूर. ४८

અર્થ--હે પ્રભુ, નારદ રૂષી અને ગૌતમ રૂષી અને મોટા ણુમાં નમે છે. એમજ ગર્ગ રૂષી તથા કપીલ ઘણીજ વંદના કરે છે અને સનકાદિક તથા જનક આદિ દેવો ચાહના કરે છે. અર્જુન તેમજ ઓધવજી અને અક્રુરજી પણ ચરણને નમે છે.

छंद.

जपे पग कोटि छपन्न जादव्व,
वंदे सुखदेव जसा विसनव्व;
प्रणमेय पग्ग पुराण पवित्र,
गायत्रिय गौरि सावंत्रियसीत. ४९

અર્થ--હે પ્રભુ, છપ્પન કોટી યાદવો ચરણનું ધ્યાન કરે છે અને સુખદેવ જેવા વૈષ્ણવો ચરણને વંદે છે અને પવિત્ર એવાં પુરાણો આપના ચરણને પ્રણામ કરે છે. વળી ગાયત્રિય તથા ગૌરી તથા સાવંત્રી તથા સીતા પણ પ્રણામ કરે છે.

छंद.

शेवे पग चारण गंद्रव सिद्ध,
वंदे पग राजाय वंस विशुद्ध;

जुहारेय पग्ग जसा जयदेव,
शेवक्क अनेक करे पग शेव. ५०

અર્થ—હે પ્રભુ, આપના ચરણને ચારણ, ગંધર્વ અને સિદ્ધ સેવે છે તેમજ પવિત્ર વંશવાળા રાજાઓ વંદે છે વળી જયદેવ જેવા ચરણને નમે છે અને અનેક સેવકો ચરણને સેવે છે.

છંદ.

वडासह योगिवंचे पगवास,
तुंहाराय पग्ग न मेलुंय तास;
परिमळ कमळ सद्रस पग्ग,
निधांन परम्म निवारण त्रग्ग. ५१

અર્થ—હે પ્રભુ, સર્વ મોટા યોગીયો આપના ચરણોમાં વસવાની ઈચ્છા રાખે છે તે માટે હું પણ આપનાં ચરણ છોડીશ નહીં. સુગંધી યુક્ત કમળ સરીખા આપનાં ચરણ છે અને પરમ આનંદના ભંડારરૂપ નરકને અળસાવવા વાળા ચરણ છે.

છંદ.

असा पग तुंज तणाय उदार,
सेवंताय पाप टळेज संसार;
मठल मठेल पगां तुंय मूज,
तवे हरीनाथ अनाथाय तूज.

અર્થ—હે પ્રભુ, તારાં ચરણ એવાં લાભદાયક છેકે જેને સેવતાં આ સંસા-

રમાં કરેલાં પાપો ટળી જાય છે તેથી મને પગથી તરછોડ નહીં, કારણ કે તુંને સર્વ લોકો અનાથનો નાથ કહે છે.

छंद.

अहल्याय दिधोय उत्तम अंग,
शरीर कुब्जाय कीध सचंग;
दिनीनळ कूबड उत्तम देह.
न मागोय ना गणि नाग स्नेह. ५३

અર્થ—ગૌતમ રૂષીની પત્ની અહલ્યા જે રૂષીના શ્રાપથી સલ્યા થઈને પડી હતી તેને પાછો ઉત્તમ દેહ આપ્યો તેમજ નળ કુબડ રૂષીના શ્રાપથી વૃક્ષો થયા હતા તેને પણ ઉત્તમ દેહ આપી, અને કાલંદ્રીમાંથી કાળી નાગને નાગણીઓની વિનતીથી માર્યો નહીં અને તેને સાથેજ જવા દીધાં.

छंद.

गोवाळ सहीत राखी तेय गाय,
महा दुःख हुंत छोडावीय माय;
ऋभे तें कीध अभेवन नार,
मिलाविय गोपी ऋकासुरमार. ५४

અર્થ—હે કૃષ્ણજી! ગોવાળ સહીત ગાયોની રક્ષા કરી અને મહા કષ્ટમાંથી દેવકીજી માતુને છોડાવ્યાં અને અભિમન્યુની પત્ની ઉત્તરાને ગર્ભની રક્ષા કરી. નિર્ભય કરી ત્રકાસુરને મારી ગાયોને છોડાવી.

छंद.

जीवाडिय नार तणि जयदेव,
ग्रहे चक्र राखिय पत्त गंगगेव;

वछोडिय रूद्र कपाळ ब्रहंम.
कियो शुकदेव अतीत करंम ५५

અર્થ—જયદેવ સ્વામીની મૃત્યુ પામેલી પત્નીને સજીવન કરી અને બ્રહ્માના કપાળની રૂદ્રને બ્રહ્મહત્યા લાગેલી હતી તે છોડાવી અને શુકદેવજીને કર્મોથી ; જુદા કર્યા.

छंद.

सुग्रीव तणो दुःख भाग्योय सद्,
मुकाविय काळ जरासन मद;
विभीषण लंकाय पाट बेसार,
आणी घर सीत कलंक उतार; ५६

અથ—સુગ્રીવનું દુઃખ એકદમ ભાંગી નાખ્યું અને કાળયવન અને જરાસનનો મદ (ગર્વ) ઉતાર્યો વળી વિભીષણને લંકાની રાજગાદી ઉપર બેસાર્યો સીતાજીને કલંક ઉતારી ઘેર લાવ્યા.

छंद.

उवारिय आप थकी अमरीष,
सेवक कियो तेय आप सरीस;
महा गज ग्राह छोडावण मंत,
सनातन पावन केवळ संत. ५७

અથ—અમરીક્ષ રાજાને દુર્વાસાના શ્રાપથી બચાવ્યો અને સેવકોને

પોતાની જેવા બનાવ્યા અને મોટા હાથીને ગ્રાહ (ઝુડ) થી છોડાવ્યો, અનાદીથી સંતનેજ પાવન કરેલા છે.

छंद.

भगतांय भूधर भांजन भीड,
पळे कोण देव अमाणिय पीड;
त्रिजग त्रिविधीसु त्रिकम तार,
चत्रभुज अटतम चेतन सार. ५८

અર્થ--હે ભુધર (પૃથ્વી ધારણ કરનારા) ભકત જનોની ભીડને ભાંગવાવાળા આપ છો. આપ સિવાય બીજો દેવ અમારી પીડા ભાંગવા કોણ આવે ? ત્રિવિધી સંસારનાં ત્રિવિધી દુઃખથી હે ત્રિકમા તમે તારવાવાળા છો. વળી ચ્યાર ભુજાવાળા છો. અને સર્વ આત્માના ચૈતન્યના તત્વરૂપ છો.

छंद.

वळीभद्र बंधव गोकुळ बाळ,
खमाव्रत साधूय दुष्ट खेंगाळ;
तवे जेय नाम अहोनिश तम,
जरांतक काळ न व्यापेय जम्म. ५९

અર્થ--બળભદ્રના ભાઇ અને ગોકુળમાં બાળકરૂપે ક્રીડા કરનારા અને સાધુ ક્ષમા રાખવાવાળા અને દુષ્ટ જનોને નાશ કરવાવાળા આપજ છો. તમારૂં જે દિવસ રાત્રિ નામ લે તેને વૃદ્ધાવસ્થાની અંતે પણ યમ આવતા નથી.

छंद.

भजे तव नाम टळे मन भ्रम,

कथे हरिनाम छूटेताय क्रम;
जपे तव नाम प्रतिदीन जीह,
संसार तिया नह खावेय सिंह. ६०

અર્થ—હે પ્રભુ! તમારૂં નામ જે જપે તેના મનનો સંદેહ ટળી જાય. તેમજ તમારૂં નામ રટે તે પાપથી છૂટી જાય. અને જે જીભની પ્રતિદિવસ તમારૂં નામ જપે તેને સંસાર રૂપી સાવજ ( વાઘ ) ખાય નહિ.

दोहा.

सदा तव नाम रटे श्रीयरंग,
भ्रखे नहि ताय संसार भुजंग;
मोरार जीहांय वसे तुय मन्न,
दहे नहि ताय संसार दवंन्न. ६१

અથ—હે શ્રીરંગ તમારૂં નામ સદાય જે રટે તેને સંસારરૂપી ભુજંગ (સર્પ) કરડે નહિ. હે મોરારી, જેના મનમાં તું વસે છે તેને સંસારરૂપી અગ્નિ બાળે નહિ.

छंद.

मुकंद जीहांय वसे तुय मूख,
संसार समुद्र तरे तेय सुख;
रुचे तुज नाम जके घन रूप,
कदी न संसार पडे मजकूप. ६२

અર્થ—હે મુકુંદ ! જેના મુખમાં તું વસેછે તે આ સંસારરૂપી સમુદ્રમાં

સુખેથી તરી જાય છે. હે ઘનશ્યામ જેને તારૂં નામ રૂચે ( ગમે ) છે તે કદીએ સંસારરૂપી કુવામાં પડતો નથી.

छंद.

भजे तव नामज के भगवान,
खळी जाय देह तणा अपमान;
ओळखेय रामज आपोय आप,
विशे ताप पंच शके नह व्याप. ६३

અર્થ—હે ભગવાન ! તારૂં નામ જે ભજે તેના દેહનાંકરેલાં પાપો ટળી જાય. અને પોતામાં રહેલા આત્મરામને પોતે ઓળખે તેને પંચ વિષય વ્યાપે નહિ.

छंद.

इखंताय नाम टळे दुःख ओघ,
उपज्जेय आणंद चित्त अमोघ,
न मेलाय तूज तणो कदी नाम,
वैश्नव भक्त तणा विशराम. ६४

અર્થ—હે પ્રભુ, તમારૂં નામ જોતાંજ દુઃખના ઓઘ (સમુહ) ટળી જાયછે અને ચિત્તને વિષે અમોઘ (ઘણો) આનંદ ઉપજે છે. માટે હું તમારૂં નામ કદી છોડીશ નહિ. વિષ્નવ જનોના તમો વિશ્રામરૂપ છો.

छंद.

परम निवास निवारण पाप,
जोगेश्वर भद्र अजंपाय जाप;

दातार मुगत्तिय आपण देव,
सालोक समीप सरूप समेव. ६५

અર્થ—સર્વ વસ્તુમાં સદાય વસવાવાળા અને પાપને અળસાવવાવાળા જોગેશ્વર પોતાના કલ્યાણ અર્થે અજંપા જાપ જપેછે એવા, વળી મુક્તાને આપવાવાળા દાતાર એવા આપ છો. સાલોક, સમીપ, સરૂપ, સમેવ, એવી ચ્યાર પ્રકારની મૂક્તીને આપવાવાળા પણ આપજ છો.

छंद.

सदा हरी आनंद नामसहस,
रघूपति ऊचित्त अमृत रस;
भगत्तिय आधिन मूक्त भंडार,
अगोचर वेद ब्रहंम अपार. ६६

અર્થ—હે હરી, આપનાં સહસ્ર નામ આનંદને દેવાવાળાં છે. ઉત્તમ એવા હે રઘુપતિ ! તમારા ભજન રૂપી અમૃતનો રસ છે. આપ ભક્તીને આધીન છો. વળી મુક્તિના ભંડાર છો. વેદ તથા બ્રહ્માથી અગોચર અને અપાર છો.

छंद.

निरंजन नाथ तूंहि निरवाण,
कृष्न महा घन ब्रन कल्याण;
सर्वे गरुदेव अतित संसार,
विवाहज गुंज परंम्म विपार. ६७

અર્થ—હે કૃષ્ણ હે નિરંજન તમે નિર્વાણ છો. હે કૃષ્ણ ! તમે કલ્યાણકારી

ને ઘન જે (મેઘ) ના રંગ વાળા છો હે વિબાહુ (વિશેષ ભુજાવાળા), સંસારથી
તારા એવા અને પરમેશ્વરના રસ્તાનું જ્ઞાનઆપવાવાળા સર્વના ગુરૂરૂપ છો.

છંદ.

धरंम करंम परम सुधाम,
रहित सबदद्न केवळ राम;
अमाप कळा वुद नाद उलास,
निरंजन भूत सरब्ब निपास. ६८

અર્થ—ધર્મ અનેસત્કર્મના હંમેશાં ધામરૂપ છો. શબ્દોથી જુદા નહિ એવા કૈવલ્યરૂપ રામ છો. વળી તમારી કળા અમાપ છે. હે પ્રભુ! નાદ બુદમાં પણ આનંદથી રહેલા છો.

છંદ.

प्रकत्त अतीत पुरुष पुराण,
अखंड गनान ब्रहंमाय ध्राण;
प्रथी सह कारण तारण प्रभ्भ,
चहुं जुग तूज वियापक सब्ब. ६९

અર્થ—હે આદી પુરૂષ! પ્રકૃતિથી તમે જુદા છો. અને આપનું અખંડ જ્ઞાન સાંભળી બ્રહ્મા પણ તેની સુગંધ લીયે છે. વળી આ પૃથ્વીના કારણ રૂપ તેમજ તારવાવાળા આપજ છો. સતયુગ, દ્વાપર, ત્રેતા, અને કળિયુગ તેમાં પણ આપ વ્યાપી રહ્યા છો.

છંદ.

उपत्त खपत्त प्रकत्त असंग,
राजीव लोचन्न जके भुवरंग;

क्षं न विधाताय सव्व किरत्त,
पितामह सव्व ब्रहंमाय पत्त. ७०

અર્થ—ઉત્પત્તિ અને નાશ કરવાવાળા આપ છો. અને પ્રકૃતિથી અસંગ ( ન્યારા ) છો. તેમજ રાજીવ ( કમળ ) જેવા નેત્રવાળા છો. અને ધ્રુ ( અચળ ) રંગવાળા છો. સર્વના પિતા એવા જે બ્રહ્મા તે હે કૃષ્ણ તમારાજ ગુણ ગાય છે.

छंद.

श्री रंग अनंत किरत्तन सेव,
भगत्त दयाळ दहींताय भेव;
सथापण शक्र प्रकाषण सर्व,
गोपाळ दहिंत उतारण गर्व. ७१

અર્થ—હે શ્રીરંગ અનંત ( ઘણા ) મનુષ્યો કિરતનથી આપની સેવા કરે છે. અને આપ ભક્તો ઉપર દયા રાખવાવાળા છો. અને રાક્ષસોને ભય આપો છો. ઇંદ્રને સ્થાપવાવાળા આપ છો તેમજ સર્વને ઉત્પન્ન કરવાવાળા પણ આપ છો. અને હે ગોપાળ ! રાક્ષસોનો ગર્વ ઉતારવાવાળા આપજ છો.

छंद.

अनाथाय नाथ अनंत अछेह,
दयाळ मुरत्त वनं वृज देह;
विना वपु रूप वनंत विचार,
अमूळ वरख्ख वसव्व आधार. ७२

અર્થ—હે પ્રભુ! આપ અનાથના નાથ છો. અનંત છો. વળી અછેહ (ઉપાધિ

રહિત ) છો. અને દયાળુ સુરતીવાળા છો. એમજ :વ્રજ વનની ભૂમીમાં જન્મ-લેવાવાળા છો. શરીર વિના અનંત માર્ગોમાં વસવાવાળા છો. અને આ વિશ્વ રૂપી મુળ વિનાનું વૃક્ષ છે તેને આધારરૂપ છો.

छंद.

प्रसंग प्रसन्न प्रधान परख्ख,
अगोचर एक अनेक अलख्ख;
उरद्ध तमोगुण त्रिगुण ईष,
अजीत जरामृत जोग अधीश. ७३

અર્થ—દરેક પ્રસંગમાં પ્રસન્ન એવા અને આદિ પુરૂષની દ્રષ્ટીથી ન ભળાય તેવા એકજ અને અનેક સ્વરૂપવાળા હે અલખ ! આપ છો. વળી તમોગુણથી ઉર્ધ ( ઉલટા ) સત્વગુણી છો. તેમજ ત્રણ ગુણ બ્રહ્મા, વિષ્નુ અને મહેશ તેના પતિ છો અને જરા અને મૃત્યુથી જીતાયેલા નથી, એવા જોગેશ્વર છો.

छंद.

वृसन्न विशव्व विमोह विज्ञान,
रतीपती तात प्रक्रत्त राजान;
गोविंद भगत्त उतारण अम्भ,
परंम अमृत्त पदंम प्ररम्भ. ७४

અર્થ—હે વ્રષ્ણી કુળમાં ઉત્પન્ન થયેલા અને વિશેષ જ્ઞાનવાળા પ્રભુ ! વિશ્વ સર્વ આપની માયામાં મોહ પામેલું છે. વળી પ્રદ્યુમ્ન જે કામદેવનો અવતાર છે તેના પિતા અને રાજા સ્વરૂપે દુનિયામાં રહેલા એવા હે ગોવીંદ આપ ભક્તોને ગર્વથી બચાવવાવાળા સદા અમૃતરૂપ ચરણકમળવાળા પ્રભુ છો.

छंद.

सदा अप्रमाद जोगाणंद सद्ध,
वयत्तन बाळन जोबन वृद्ध;
मुनेश महाचित कोमळ मज्ज,
प्रसन्न महाबळ तेज पयज्ज. ७५

**અર્થ**—સદાય અપ્રમાદ ( આળસ રહીત ) અને યોગ વિદ્યામાં આનંદ લેવાવાળા સીદ્ધરૂપ આપ છો. વળી બાળપણું નહીં તેમ યુવાવસ્થા નહીં તેમ વૃદ્ધાવસ્થા નહીં કોમળ એવા મુની જનોના ચિત્તમાં વસેલા પ્રસન્ન અને મહા બળવાળા તેજોમય છો.

छंद.

अनंत पयं नख कोटी अरक,
समर्थ सरज्जन भांजण शक;
ईक क्षणमांय भंजे धर आभ,
निपाय अधत्तण पदंम नाभ. ७६

**અર્થ**—જેના ચરણના નખમાં કોટિ સૂર્યનું તેજ છે. ઉત્પન્ન કરવામાં તથા નાશ કરવામાં સમર્થ છે. એક ક્ષણમાં પૃથ્વીને તથા આસમાનને ભાંગી નાખે છે. અને અરધા ક્ષણમાં ઉત્પન્ન કરે છે. એવા કમળથી ઉત્પન્ન થયેલા પદ્મનાભ પ્રભુ છે.

छंद

उथापण थाय ब्रह्माय इंद्र,
चत्रभुज भांज घडे रवी चंद्र;

भुवंन त्रणो नर देव भुयंग,
प्रमेसर तो राय कीट पतंग. ૭૭

અર્થ—હે પ્રભુ! બ્રહ્મા અને ઇંદ્રને થાપવાવાળા તથા ઉથાપવાવળા આપજ છો. હે ચત્રભુજ ચંદ્ર! અને સૂર્યને ભાંગવાવાળા તથા ઘડવાવાળા આપજ છો. નરલોક, દેવલોક અને નાગલોક એવાં ત્રણ ભુવન તે હે પરમેશ્વર તારી આગળ નાનાં જીવડાં-કીટ-પતંગ જેવાં છે.

छंद.

निरंजन नाथ नमो नकलंक,
कलंकिय टाळण साध कलंक;
नमो बहु नाम्रिय माधव बुद्ध,
सेवक्क सधार सदाशीव सिद्ध. ૭૮

અર્થ—હે નિરંજન પ્રભુ! આપ કલંક રહીત છો. કલંકવાળા સાધુઓનાં કલંકને ટાળવાવાળા છો. બહુનામી છો. માધવ છો. બોધ છો. સેવકનાં કાર્યો સાધવાવાળા ને કલ્યાણરૂપ એવા હે સિદ્ધરૂપ પ્રભુ! હું તમને ન નમું છું.

छंद.

नमो सब तारण कारण शाम,
उगारण गोकुळ इंद्र उडाम;
नमो जगजीवण जामण जद्द,
महा विष नाग उतारण मद्द. ૭૯

અર્થ—સર્વને તારવાવાળા અને કારણરૂપ હે શામ ! હું તમને નમું છું. ઈંદ્રના કોપથી ગોકુળને બચાવવાળા હું તમને નમું છું. જગતને જીવાડવાવાળા તથા યાદવોને જમાવવાવાળા મહા ઝેરી એવા કાળીનાગના મદને ઉતારવાવાળા હું તમને નમું છું.

छंद.

नमो मुर मेक सरदाय मल्ल,
कंसासुर काळ संखासुर सल्ल;
नमो कंस केश वधोशळ कन,
रुकमणि प्राण पुरुष रत्तन. ८०

અર્થ—મુર નામના દૈત સાથે મલ વિદ્યા કરનારા મરદ એવા અને કંસના કાળરૂપી અને સંખાસુરને ખટકવાવાળા હું તમને નમું છું. વળી કંસ તથા કેસી નામના રાક્ષસને મારવાવાળા હે કૃષ્ણ હું તમને નમું છું. રૂકમણીના પ્રાણરૂપ અને પુરૂષોમાં રત્નરૂપ હે ભગવાન હું તમને નમું છું.

छंद.

भडां सह भुखण गोप भ्रथार,
वृसंन व्रंदावन लीळ विहार;
नमो अच्युतानंद गोविंद अज्ज,
नमो वरखाहुंत राखण व्रज्ज. ८१

અર્થ—સર્વ શૂરવિરોના શ્રંગારરૂપ અને ગોપીઓના ભરથાર ( પતિ ) હે વૃષન વ્રંદાવનમાં લીલા કરવાવાળા અચ્યુતાનંદ ગોવિંદ વર્ષાથકી વ્રજની રક્ષા કરવાવાળા હું તમને નમું છું.

छंद.

नमो सिधसागर सांइय शेख,
नमो व्रजबाळ नमो नटवेख;
नमो गोविंद नमो गोपाळ,
नमो गिरधारिय नंद गोवाळ. ८२

અર્થ--સિદ્ધ તથા સાગર તથા સાંઇ તથા શેખરૂપ; હે પ્રભુ! આપને નમું છું. વ્રજમાં બાળક રૂપે તથા નટવર વેષે હે ગોવિંદ, હે ગોપાળ, હે ગિરધારી, હે નંદના ગોવાળ રૂપ, હું તમને નમું છું.

छंद.

नमो बळदेव नमो व्रजबाळ,
नमो दुःख भंजण दीनदयाळ,
नमो जदुवंस बळभद्र जोड,
रिणायर नाम नमो रणछोड. ८३

અર્થ--હે દેવોમાં બળવાન એવા અને વ્રજમાં બાળક રૂપે રહેલા હું તમને નમું છું.. વળી દુઃખને ભાંગવાવાળા, રંકને પાળવાવાળા હું તમને નમું છું. વળી જદુવંશી બળભદ્ર તથા કૃષ્ણે એવી બન્ને ભાઇની જોડીને નમું છું. દ્વારિકાના બેટવાળા રણછોડજી હું તમને નમું છું.

छंद.

नमो पुरुशोत्तम पूरण प्रेम,
नमो निजगोप अगंम निगंम;

नमो प्रभु हंस सरोवर प्रेम,
निरमळ गोकुळ नाथ नगेम. ८४

**અર્થ**—પુરૂષોમાં ઉત્તમ એવા સદા પુર્ણતાને પામેલા એવા હું તમને નમું છું; વ્રજના ગોપને પોતાના સેવક માનેલા એવા, અને નિગમ ( વેદ ) તે પણ નથી જાણતા એવા અને પ્રેમ રૂપી સરોવરના હંસ આપને નમું છું. વળી ગોકુળના ધણી નિરમળ અને નિષ્કપટી એવા પ્રભુ હું આપને નમું છું.

छंद.

नमो अवगत्त भगत्त अछेह,
नमो शत्रुघन्न भरथ्थ सनेह;
नमो द्विजपच्छ विजे रथ ध्वज्ज,
गुणाद अभीत लखंण अग्रज्ज. ८५

**અર્થ**—જેની બીજા દેવમાં ગતી નથી એવા ભકતોને છેહ દેતા નથી, અને શત્રુઘન્ન અને ભરથ્થની જેમાં પ્રીતિ છે એવા હે પ્રભુ! હું તમને નમું છું. વળી હે બ્રાહ્મણોનો પક્ષ કરવાવાળા અને રથ ઉપર વિજય ( જીત ) ની ધ્વજા ફરકાવવાવાળા અને સદગુણ આપવાવાળા કોઈથી ડરવાવાળા નહીં એવા લક્ષ્મણજીના અગ્રજ ( મોટા ) ભાઈ હું તમને નમું છું.

छंद.

नमो प्रभु सायर बांधण पाज,
नमो रिपु रावण रोळण राज;
नमो कुंभेण तणा भुज काळ,
नमो खळ राखस रोळण खाळ. ८६

**અર્થ**—હે સમુદ્ર ઉપર પાજ બાંધવાવાળા તેમજ શત્રુ એવા રાવણ રાજને તોડવાવાળા, કુંભકરણના કાળરૂપી ભુજાવાળા, દુષ્ટ એવા રાક્ષસોના મુડદાંને રોળી નાંખવાવાળા હે રામ, હું તમને નમું છું.

छंद.

नमो रघुवंश तणा रवि राम,
विघोषण लंक वडा वरियाम;
नमो दुजराम दामोदर देव,
नमो गुरु द्रोण करंन गांगेव. ८७

**અર્થ**—હે રઘુવંશનાં સૂર્ય રામ, લંકાપુરીને તોડવાવાળા, અને મોટા પુરૂષોમાં શ્રેષ્ટ એવા ફરસેરામ, રામરૂપ દામોદર દેવ ! હું તમને નમું છું. વળી દ્રોણાચાર્ય તથા કરણ તથા ભીષ્મને બોધ દેવાવાળા હું આપને નમું છું.

छंद.

नमो विप्र वामन दीरघ वेष,
भिखंग पुरंदर भांजण भीख;
नमो नरसिंह लखमीय नाह,
विश्वंभर विठ्ठल आदि वराह. ८८

**અર્થ**—બ્રાહ્મણનો વેષ લઈ વામન રૂપે મોટા થનારા ઇંદ્રનો ભય અળસાવવા માટે ભીક્ષા માગવાવાળા તમને નમું છું. વળી લક્ષ્મીના પતિ નરસિંહ પ્રભુ વિશ્વંભર એવા વિઠ્ઠલ નામવાળા અને પ્રથમ વરાહનું રૂપ લેનારા હું તમને નમું છું.

छंद.

नमो कळकोरंभ मच्छकुरंम,
पतीत पावन विराग परंमः
नमो गुरु नारद ब्रह्मगनान,
नारायण योगिय योग निधान. ८९

અર્થ—કચ્છાવતાર તથા મચ્છાવતાર લઈ કાર્ય કરવાવાળા અને પાપી-
ઓને પવિત્ર કરવાવાળા મહાય વૈરાગવાળા નારદજીને બ્રહ્મજ્ઞાન દેવાવાળા નારા-
યણ યોગ વિદ્યાના સંસાર યોગીરૂપ હું તમને નમું છું.

छंद.

नमो सिद्ध शंकर भांजण शूळ,
मोरारी मूकंद महा तत्व मूळः
नमो नित्य नाम अमृत निखात,
त्रीवीधी अतीत पुरंदर तात. ९०

અર્થ—સિદ્ધ પુરૂષ એવા જે શંકર તેનું શૂળ ( દુઃખ ) ભાંગવાવાળા, હે
મુકુંદ, મહા તત્વના મૂળરૂપ હું તમને નમું છુ; અને વળી તમારા નામરૂપી
અમૃતની ખાણમાંથી અમૃત ચાખે છે તે ત્રિવિધ તાપથી જુદો રહે છે. હે ઈંદ્રના
પિતા હું તમને નમું છું.

छंद.

नमो सतनाम सर्वे कुळ शेष,
नवे कुळ नागपियाळ नरेशः

नमो गुरु आदि प्रशन्निय ग्रभ्भ,
नमो राघव्व कपील रिखभ्भ. ९१

અર્થ—હે સત્ય નામવાળા, સર્વ કુળમાં શ્રેષ્ટ એવા નવકુળ નાગ અને પાતાળ તથા નરલોકના ઇશ એવા સર્વ આદી ગુરૂ એવા અને પ્રશનીના ગર્ભમાં આવેલા એવા, હે રાઘવ, હે કપીલ, હે રીષભદેવ, હું તમને નમું છું.

छंद.

नमो हयग्रीव निगंम निखात,
वडा कपियंद ब्रहंम विख्यात;
नमो प्रथुराजाय आदि पुरख्ख,
नमो वर लच्छ परंम वरख्ख. ९२

અર્થ—હે હયગ્રીવ, નીગમ ( વેદ ) ની ખાણરૂપ અને મોટા કવિયોએ બ્રહ્મ સ્વરૂપ તમને પ્રખ્યાત કરેલા છે, હે પૃથુરાજારૂપ, આદી પુરૂષ લક્ષ્મીના પતિ પર્મવૃક્ષરૂપ હું તમને નમું છું.

छंद.

नमो अवधूत उदास अलख्ख,
नमो गुरुदत्त गनान गोरख्ख;
नमो विगनाल गनान विखंभ,
थभीजण आभ प्रथी वण थंभ. ९३

અર્થ—હે અબધુત રૂપ, હે ઉદાસીરૂપ, હે અલખ, હું તમને નમું છું. હે દત્તાત્રિના જ્ઞાન રૂપ, ગૌની રક્ષા કરવાવાળા, જ્ઞાન અને વિજ્ઞાનના આધારરૂપ અને પૃથવીને સ્થંભ વિના થોભાવી રાખનાર હે પ્રભુ, હું આપને નમું છું.

છંદ.

नमो धरणीधर धीरज ध्यान,
नमो भगवंत नमो भगवान;
नमो हरि देव नमो हरि राम,
नमो हरि नेम नमो हरि नाम. ૬૪

અર્થ—હે ધરણીધર, તમારૂં ધીરજથી ધ્યાન ધરૂં છું. હે ભગવાન, તમને નમું છું. હે હરિ દેવ, હે હરિરામ, તમારા નિયમને અનુસરી નમું છું.

છંદ.

नमो हरिरस्स नमो हरि हंस,
नमो हरि कान नमो अरि कंस;
नमो अवगत्त नमो अकळीश,
नमो अपरंम नमो सव ईश. ૬૫

અર્થ—હે હરિ, શ્રૃંગાર રસરૂપે અને હંસરૂપે તમે છો. હરિરૂપ કૃષ્ણ અને કંસના કાળ રૂપ અને જ્યાં કોઈની ગતી પહોંચી શકિત નથી એવા; વળી કોઈથી કળી શકાય નહીં તેવા, અને અપાર ( પાર ન પામી શકાય ) એવા સર્વના ઇશરૂપ હું તમને નમું છું.

છંદ.

नमो निरलेप नमो निरकार,
नमो निरदोष नमो निरधार.

सरी गुणदेव नमो समराथ,
निरगुण नाम नमो तुंय नाथ. ६६

અર્થ—કોઇમાં લુબ્ધ નહીં નિરાકાર નિર્દોષ નિરાધાર એવા શ્રીગુણુ અને સમર્થ એવા નિર્ગુણ બ્રહ્મ, હે નાથ હું તમને નમું છું.

छंद.

नमो हरि लिळाय उत्तम नाम,
सोहं अवतार नमो सिय राम;
व्रसन्न नमो तुंय आदि विभूत,
किं जाणेय तूज तणी करतूत. ६७

અર્થ—હે પ્રભુ! તારી લીલા અને ઉત્તમ નામને હું નમું છું. હે પરિબ્રહ્મ! સીતા રામ રૂપે ધરેલા અવતારને હું નમું છું. હે વૃષ્ણી કુળમાં જન્મેલા સર્વના આદિ શકતી રૂપ તને નમું છું. તારાં કરેલાં કાર્યોને કોણ જાણી શકે.

छंद.

बुझे कोण नाथ तुंहा राय वंग,
शक्ति न शीव मुरत्ति न लंग
करताय कालाय वालाय कीत,
चत्रभुज रुडुंय मानोय चित्त. ६८

અર્થ—હે નાથ! તારા અપાર અંગ (બહુંગ) ને કોણ જાણી શકે! તું શકતી રૂપે નહીં તેમ લીંગ રૂપે નહીં અને તારો કિર્તિ કરગરીને હું કરૂં છું તે હે ચત્રભુજ! તારા ચિત્તમાં-સારી માની લેજે.

छंद.

पियं पेय ईशर जोडिय पाण,
कृपा करि मूज करोय कल्याण;
दिठो मैंय तुंज तणोय दिदार,
संसारोय वाहर माय संसार. ९९

અર્થ—હાથ જોડી ઇસર બારોટ કહે છે કે—કૃપા કરી મારૂં કલ્યાણ કરો. સંસારમાં અને સંસાર બહાર તારાં દર્શન કરેલ છે.

छंद.

पदारथ लाधोय तूज परत्त,
सुत्रां जीम ताणाय वाणाय सत्त;
पुरायण नाथ वंचाणाय पत्र,
जगपत्त तुंहीज तुंज जगत्त. १००

અર્થ—હે પ્રભુ! તું વસ્તુતાએ શું છો તે મને હાથ લાગેલ છે. જેમ કપડાં વણવાના સુત્રનો તાણો વાણો છે, તેમ તું સર્વમાં રહેલો છો, અને પુરાણ પણ એમ કહે છે કે જગતમાં તું અને તારામાં જગત.

छंद.

जगत्तिय जातिय भातिय जाण,
प्रसन्न हुवो तुज ठीठोय पाण;
दिठो सह आतम आपुय दाख,
भुवनं हुवो सव ठामज भाख. १०१

અર્થ—આ જગતમાં સર્વ જાત ભાતને જાણી હું તો તુંને જોઈને પ્રસન્ન થયો છું. હુંમાં અને સર્વ સ્થળમાં આત્મારૂપ તુંનેજ મેં જોયો છે.

छंद.

छतो थई माधा य घुंघट छोड,
कियो में ठावो य ठावि य कोड;
आंख्यु विंच जांगि सवें हिय उर,
नहीं जहमाय तुंहारोय नूर. १०२

અર્થ—હે માધવ! હવે તું છતો ( જાહેર ) થઈ માયા રૂપી ઘુંઘટ (બુરખો) છોડી દે. હવે મેં કોટી ઉપાયથી નિશ્ચય કરેલ છે ને આંખ્યો વીંચી ( બંધ ) હતી તે ઉઘાડીને જોયું તો તારા નૂર વિના કોઈ વસ્તુ નથી.

छंद.

जळ स्थळ स्थावर जंगम जोय,
कहुं हरि तूज परखे नहिं कोय;
मकोडिय कीट पतंग मृणाळ,
भिखंग तुंहिज तुंहिज भुवाळ. १०३

અર્થ—જળમાં સ્થળમાં સ્થાવર જંગમમાં હે હરિ! તું વિના કાંઈપણ વસ્તુ નથી. મકોડીથી લઈ સર્વ પ્રાણી તથા બ્રહ્મા પર્યંત તુંજ છો. ભિખંગ ( ભિખારી ) પણ તુંજ છો. અને રાજા પણ તુંજ છો.

छंद.

अन्यो अन्य आतम राम अलूज,

गोविंद तुंहारोय लाधोय गुंज;
मुकुन्द मपेठ पडद्दाय माय,
ठुवोभेय कीध सर्वें हिय ठाय. १०४

અર્થ—હે ગોવીંદ! તારો ગુંજ ( ભેદ ) મને હાથ લાગ્યો છે. અન્યોઅન્ય ( અરસપરસ ) આતમા અલુજ ( ગુંથાએલ ) છે. હે મુકુંદ! હવે તું પડદામાં રહે નહીં. મેં તુંને સર્વ સ્થળમાં જોયો છે.

छंद.

सर्वें कुछ वेठाय जागाय सांय,
मनंखां देवांय नागाय मांय,
ईंडज्ज स्वेदज्ज जरा उदब्बज्ज;
म भुलव माधव तुं सव्व मज्ज. १०५

અર્થ—હે સાંઇ ( ધણી ) સર્વ બેઠેલામાં, જાગેલામાં, મનુષ્યમાં; દેવોમાં. નાગોમાં અંડજ, સ્વેદજ. જરાયુજ, ઉદભજ, ચ્યાર ખાંણીનાં જીવોમાં તુંજ છો. હવે હે માધવ! મને તું ભુલાવીશ નહીં.

छंद.

म राख्य पडदोय आडोय मूज,
जहा कछु देखुं तहां हरि तूज;
क्रिडा तुं केतिय केताय काम,
रमाड म पग्ग लाधो हव्व राम. १०६

અર્થ—હે પ્રભુ, મારી આડો તું પડદો રાખ્ય નહીં, હું જ્યાં જોઉં છું ત્યાં તુંજ ભળાય છે, તારી ક્રીડા ઘણી છે અને તેં અનંત કાર્યો કરેલાં છે. હવે મને છેતરવાનું છોડી દે ? કારણકે હે રામ! તુંને મળવાનો રસ્તો લાધો (હાથ લાગ્યો) છે.

છંદ.

विचो विच दीठोय माय विभूत,
धुताइय छोड हवे मम धूत;
सुरत्त तुंहींज तुंहींज सवद्द,
मरद्दांय मादाय माहिं मरद्द. १०७

અર્થ—સર્વભૂત પ્રાણીની મધ્યે તુંને જોયો છે માટે મને છેતરવાવાળા તું ધૂતારાપણું છોડી દે. સુરત રૂપે તુંજ છો, અને શબ્દ રૂપે પણ તુંજ છો, પુરૂષમાં પણ તુંજ છો, સ્ત્રીમાં પણ તુંજ છે.

છંદ.

प्रभू तुं पाणिय माय पवन्न,
गरज्जेय गोमज माय गगन्न;
अळात्रण तूज उडीयण अभ्भ,
पणांगाय मेघांय माय परभ्भ.

छंद.

रमे तुज राम जुवा धर रंग,
तुहींज समुद्र तुहींज तरंग;
अन्यो अन्य माय तुंहारोय अंश,
हवे म संताय छतो थइ हंस. १०९

અર્થ—જુદા જુદા રંગથી તું રમી રહ્યો છે, સમુદ્ર પણ તુંહીજ છે, અને તુરંગ (મોજા) પણ તુહીંજ છે, દરેક પદાર્થમાં અરસપરસ તારો અંશ છે. હે પ્રભુ! હવે પ્રસિદ્ધ થઈ હુંથી સંતાઈશ નહીં.

छंद.

जपुं तव ओझल छोड जीवन,
प्रभू तुय सोवत शाखाय पंन;
अजाणरि आगळ सांत अपांण,
जके हरि जाण अंगे सम जाण. ११०

અર્થ—હે જીવન. હું તને કહું છું કે હવે ઓઝલ છોડી દે. હે પ્રભુ! તું પ્રાગાવડની શાખાઓ તથા પાંદડાઓ ઉપર સુતેલો છો, અજાણની આગળ વાત છુપાવવી પણ તું તો જાણ અજાણને સરખા ગણી હુંથી છુપાવે છે.

छंद.

लगाड गळे जिन अंतर लाय,
वहे जीम वाय तके मत वाय;

वसी कर सर्व तुंहाराय वेश,
नहीं तुज जेथ सदाखव नेश. १११

અર્થ—હે પ્રભુ, અંતઃકરણથી તું મને ગળે લગાડ. જેમ વાયરો ચાલે તેમ તું ન ચાલ, અને વશ કરવાવાળા તારા સર્વ અવતારો છે. તું જેમાં નથી એવું નેશ (સ્થળ) દેખાડ્ય.

छंद.

लख्यो हवे रुप पडद्दोन लाह,
मुरारि परतख्ख बाहिर माह;
ठगाराय ठाकर हेकज थींय,
पडद्दोय नाख्य परो हवे प्रीय. ११२

અર્થ—હે પ્રભુ, હવે તારૂં સ્વરૂપ મેં જોયું છે, માટે આડો પડદો ન લાવ. હે મુરારી! પ્રત્યક્ષ અંદર અને બહાર તુંજ છો. વળી હે ઠગારા ઠાકોર, હું અને તું એકજ થયા છઈયે.

छंद.

दिठो जयराम वमासिय जेम,
तुना घट भींतर दीठोय तेम;
गळीगियो भ्रम छुटी गहीं गंठ,
करो हरि वात लगाडिय कंठ. ११३

અર્થ—હે રામ, મેં વમાસી (વિચ્યારી) તને જોયો અને મારા ઘટમાં આત્મારૂપે તુંને જોયો, તેથી મારો ગર્વ ગળી ગિયો, અને મોહરૂપી ગાંઠ છુટી ગઈ. હે હરિ, હવે કંઠે લગાડી મારી સાથે વાત કરો

छंद.

त्रणो नह येखाय आडोय तूज,
मुखांमुख शेव करावोय मूज;
तुं एकज प्रम्भ हुवा हम तम्म,
प्रपोटाय अंवतणी पर प्रम्म. ११४

અર્થ—હે પરમેશ્વર, હવે હું અને તું વચ્ચે એક ત્રણ રહે એટલો અંતર નથી, માટે રૂબરૂ સેવા કરવાની મને આજ્ઞા આપો, અને હે પ્રભુ, હવે હું અને તું એકજ સ્વરૂપ થયા છઇયેં, જેમ પાણી અને પરપોટો જુદો નથી તેમ.

छंद.

हुवा अब साहेब शेवक हेक,
ओळखिय अंतर ए कोय एक;
थियो हवे एक जुदो केम थाय,
मळे गियो पाणिय पाणिय माय. ११५

અર્થ—હવે ધણી અને ચાકર એક સ્વરૂપ થયા અને એક બીજાના અંતઃકરણની વાત જાણી લીધી. હે પ્રભુ, એક સ્વરૂપ થયું તે હવે જુદું કેમ થાય જેમ પાણી પાણીમાં મળી જાય તેમ.

छंद.

समाणोय तुज माहीं घनशाम,
राघव्व अमीणोय आतमराम;

महारोय ठाकर बेठोय माय,
पुंजाविय आपुय आपुय पाय. ११६

અર્થ—હે ઘનશામ, અમારો આત્મરામ તારા સ્વરૂપમાં સમાએલો છે, મારો ઇશ્વર મારા ઘટમાં બેઠો છે તે પોતે પોતાની સેવા કરાવે છે.

छंद.

सपन्नोय स्वामिय माय शरीर,
गोविंद गदाधर ज्ञान गहीर;
प्रगटयोय पूरुष भींतर पाण,
आयस्स कहे सह आपुय आंण. ११७

અર્થ—ગોવીંદ ગદાધર અપાર જ્ઞાનવાળો એવો સ્વામી મારા શરીરમાંથી સાંપડયો (હાથ લાગ્યો) તે પ્રગટ પુરૂષ અમારામાં વસનારો પોતે પોતાનેજ આયસ (આજ્ઞા) કરે છે.

छंद.

कहे वह शांम करु यह कांम,
रुदा मज बेठोय आतम राम;
नजीक लाधो अब नोरोय नाथ,
न छोडुंय स्वामि तणो कदि साथ. ११८

અર્થ—હવે જે મારો ધણી કહે તે કામ કરૂં. તે મારા હૃદયમાં બેઠો છે. હવે મારો પ્રભુ મારી નજદીક છે. હવે હું તેનો સાથ કદી છોડીશ નહીં.

छंद.

सपन्नोय मूज हवे सुख साथ,
वदे वह शाम करुं यह वात;
शेवक पियंपय मूज समोह,
व्रसंन रखे हवे थाय विमोह. ११९

અર્થ—હવે મને સુખરૂપ સાથ થયો છે. હવે જે કહે તે વાત કરૂં. તેની સેવા કરવાથી મને મોહ લાગે અને વ્રસન જે પ્રભુ તે હુંથી જુદા પડે તે મને સંદેહ થાય છે.

छंद.

वदे एम ईसर सव्व वियाप,
जुवो जन थाय अजंपाय जाप;
अजंपाय मोराय आतम ईश,
अजंपाय सर्व तणाय अधीश. १२०

અર્થ—ઇસર બારોટ કહેછે કે ઇશ્વર સર્વ વ્યાપક છે. અજંપા જાય છે. મારા આત્મારૂપી ધણી છે. વળી સર્વ જનના ઉપરી છે.

छंद.

ग्रहे ग्रह भीतर वेसिय गुंज,
पुजा कर पोप चडाविय पुंज;

सबांथिय तंम तमांथिय सब्ब,
उपज्जिय जेम अकासिय अंब्ब. १२१

અર્થ—હે પ્રભુ ! તમારી સાથે હૃદયરૂપી ઘરમાં બેસી વાતો કરીયેં અને પુજા કરીને પુષ્પોના પુંજ ( ઢગલા ) ચડાવીયેં હે હરિ સર્વથી આપ છો અને આપથી સર્વ જગત છે. જેમ આકાશ પાણીથી અને પાણી આકાશથી.

छंद.

ओळखिय हुं तुंय आपोय आप,
बुझां तुंय मोंय बियां हिंय बाप;
जाणां तुंय पार न जाणाय जाण,
ग्रसन्न तुंहाराय लख्ख वनाण. १२२

અર્થ—હે પ્રભુ ! હવે હું અને તું પોતાથીજ ઓળખાણા છઈયેં. હે પિતા તુંનેજ હું જાણું છું બીજાને નહીં. હવે હું તારો પાર પામ્યો છું. અને ન જાણુતો તેમાં પણ જાણ થયો છું. હે પ્રભુ તારાં લખો વનાણ ( ચરિત્રો ) છે.

छंद.

डिठो तुंय गत्त न बुझांय देव,
अनंत तुंहाराय कोटि अवेव;
लखी तुज पार लहांन अलख्ख
नवे खंड माय दिखाडिय नख्ख. १२३

અર્થ—હે દેવ ! તુંને જોયો પણ તારી ગતી જાણી શકતો નથી. તારા કોટિ લક્ષણો છે, લખવાથી પણ હે અલખ ! તારો પાર લઇ શકતો નથી. એક તારા નખમાં નવ ખંડ દેખાય છે.

छंद.

मुकुंद लहे कुण तोराय मर्म,
अणुंमज दाखव कोटि आलम;
भणीमय ख्यात उचारिय मत्त,
गोविंद तुं तारिय जाणेय गत्त. १२४

અર્થ—હે મુકુંદ! તારો મર્મ (ભેદ) કોણ જાણી શકે. એક અણુંમાં તું કોટી આલમ (દુનિયાં) દેખાડી આપે છે. હે હરિ તારી મણીમય ખ્યાતી (કીર્ત્તિ) યથામતિ ગાઇ છે. પણ તારી ગતીને તો તુંજ જાણે છે.

छंद.

माग्यो मेंय सव्व दियो हवे मूज,
तुहारिय ताथ मागां हवे तूज;
आखे एम इसर तेज अंवार;
प्रभुजीय छोडीय जन्म पियार. १२५

અર્થ—હે પ્રભુ! તારી પાસે જે મેં માગ્યું તે સર્વ મને તેં આપ્યું. હવે એક તારીજ નાથ (આશા) છે અને તુંનેજ માગું છું. હે તેજના અંબાર જન્મ લેવાનો પ્યાર છોડી ઈસર આખે ( કહે ) છે.

छंद.

हरिरसनो रस लेत हमेश,
लगे नहिं काळ भिती लवलेश;

न जाणय तोराय पार नरेश,
आदेश आदेश आदेश आदेश. १२६

**અર્થ**—હે પ્રભુ, હરિરસનો રસ હું હમેશાં લેહુ છું તેથી લેશમાત્ર મને કાળનો ભય લાગતો નથી અને હે મહારાજા, તારો પાર હું પામનો નથી. હું તને વારવાર નમસ્કાર કરૂં છું.

छपय.

अलख तूज आदेश, मातविण तात सपन्नो,
घात जात धनविना, आप आपेज उपन्नो;
रुप रेख बहु रंग, ध्यान जोगेश्वर ध्यावे,
अमर कोटि तेत्रीश, प्रभु तोय पार न पावे;
अळ रचण उभे शिव सकत अज, एक निरंजन आपहू;
घणघणा घाट भांजण घडण, अलख पुरुष अमाप हु. १

**અર્થ**—હે અલખ પુરૂષ, તું આદી પ્રભુ છો, અને માત અને તાત વિના ઉત્પન્ન થએલો છો. ધાતુ નહીં તેમ જાત નહીં તેમ કાંઈ દ્રવ્ય નહીં. તું તો પોતેજ પ્રગટ થએલો છો. વળી તારાં અનેક સ્વરૂપ છે, અનેક રંગ છે. મોટા જોગી પુરૂષો તારૂં ધ્યાન ધરેછે અને તેત્રીશ ક્રોડ દેવો તારો પાર પામતા નથી. શીવ શક્તી ઉભે (બન્ને) તથા અજ (બ્રહ્મા) અને આ દુનિયાં તારીજ રચેલ છે. હે નિરંજન, તું તો એકજ છો. હે અલખ ઘણા ઘાટોને ભાંગાવાળો તથા ઘડવાવાળો તુજ છો.

छपय.

अलख पुरुष आदेश, आदिजण सृष्टी उपाइ,
अलख पुरुष आदेश, परम गति वैकुंठ पाइ;

अलख पुरुष आदेश, धरा ज अंवर धरिया,
अलख पुरुष आदेश, शेवतां शेवक तरिया;
आदेश करुं इण नामने, जोजोनी शंकट हरे,
आदेश अहो निश अलखने, कर जोडी इसर करे २

અર્થ—હે અલખ, હું તમને નમસ્કાર કરૂં છું. તમે પ્રથમ સૃષ્ટીને ઉત્પન્ન કરેલ છે. વળી તમારૂં ભજન કરવાથી વૈકુંઠ પમાય છે તેમજ ધરા ( પૃથ્વી ) અને અંબર ( આસમાન ) પણ આપે રચેલ છે એવા, હે આદી ઈશ, તમને સેવતાં ઘણા સેવકો તરી ગયા છે. યોનીથી જનમવાનું કષ્ટ હરવાવાળાને હાથ જોડી ઇસર બારોટ નમસ્કાર કરે છે.

छपय.

नमो नाम नीगमण, नमो नरसुर निपावण,
नमो गोकरण ग्रहण, नमो थंभावण थोभण;
नमो वेद विस्तरण, नमो हव्य कव्य हुताशण,
नमो भूव भोगवण, नमो निशिचर नीझावण;
इशरो भणे अशरण शरण, विहंड कंस सांभळवियण,
जगझाडयजीव जीवण मरण, छोड्य छोड्य गज छोडवण. ३

અર્થ—નીગમ એવા નામવાળા હું તમને નમું છું. નર અને સુર (દેવ) ને ઉત્પન્ન કરવાવાળા તમને નમું છું. વળી ગો ( પૃથ્વી ) રચીને ગ્રહણ ( પકડી રાખવાવાળા ) અને થાંભલા વિના થોભી રાખવાવાળા, હે પ્રભુ, હું તમને નમું છું વેદનો વિસ્તાર કરવાવાળા અને અગ્ની રૂપે બળી દાનના લેનારા પૃથવી ભોગવવા-વાળા રાક્ષસોને નિઝાવણુ ( કાઢવા વાળા ) ઈસર બારોટ કહે છે કે નિરાધારને આધાર રૂપ અને કંસને વિહુંડ ( હણુવાવાળા ), હે પ્રભુ, આ જગતના જન્મ

छपय.

ज्युं राखे सो रहे, जको निरमे सो जावे,
हुकम तणे वस हुवे, जको मीरां फुरमावे;
काम क्रोध मद लोभ, लोक पडिया भ्रम बीजे,
तेही मारय जीवाड्य, तेही लीजे तेही दीजे;
ध्यान कर नजर ताशुं धरे, नर नरवांण निश्चें तरे,
राजाधिराज ताकी रजा, इसर दास सिर उपरे. ४

અર્થ—જેમ ઇશ્વર રાખે તેમ સર્વ રહે અને જ્યાં તે નિર્માણ કરે ત્યાં જાય વળી મીરાં ( ધણી ) આજ્ઞા કરે તે પ્રમાણે હુકમને વશ થાય. કામ ક્રોધ મદ અને લોભથી લોકો ભરમાઇ ગયા છે. મારવાવાળો તેમ જીવાડવાવાળો તેજ છે અને દેવાવાળો તથા લેવાવાળો પણ તેજ છે, ધ્યાન કરી તે ઉપર જે દ્દષ્ટી રાખે તે મોક્ષ પામે અને ભવ સિંધુને તરીજાય એવા રાજાધિરાજરાજા ( આજ્ઞા ) ઇશર બારોટ પોતાને માથે ચડાવે છે.

छपय.

सघण नीर सीतळ समीर, मंजन हेकंतर,
पोहोप भार अढार, पूजते चढे विविध पर;
जपे मेघ वाजंत्र, करे शंकर कीरत्ती,
अलख कमळ उपरां, अरक शशियर आरत्ती;
धुनि करत वेद मंगळ धवळ, अह तम्मर गावंत गुण,
मानवी तुजरे मह महण, करे शेव रिझवे कवण. ५

અર્થ—સવણુ ( મેહ ) પાણીનો છંટકાવ કરી શીતળતા આપે છે, અને હમેશાં પવન વાસીદું વાળે છે, અઢાર ભાર વનસ્પતીનાં પુષ્પોથી વિવિધ પ્રકારની પૂજા થાય છે. મેઘ વાજીંત્ર વગાડે છે, શંકર કીર્તિ ગાય છે. અલખ પ્રભુનાં મુખ ઉપર અલખ ( સૂર્ય ) અને શશિયર ( ચંદ્ર ) આરતી ઉતારે છે, અને વેદધુનીથી મંગળ ધવળ વરતાવે છે; તેમજ સર્વ ગ્રહો તથા તુંબરૂ નાગ ગુણ ગાય છે. હે મોટામાં મોટા પ્રભુ, મનુષ્ય એમાં શી સેવા કરી તુંને રીઝવી શકે ?

छप्पय.

तलह तेल पोहोप फुलेल, उझेलत सायर,
अगन कट्ठ जोबन्न घट्ट, भगवट्ट सु कायर;
इख रस्स पोसत्त कस्स, अर्थशास्त्रहीं उर ठाहे,
पान चंग मजीठ रंग, उछरंग विमाहे;
खग नीरधीर अंतर खरा, मद शरीर कुंजर मियंगा;
मन वसे तेम तन मांजळें, सु मन वसियो मह महगा. ६

અર્થ—જેમ તલમાં તેલ, પુષ્પમાં સુગંધ, સમુદ્રમાં વેળ, કાષ્ટમાં અગ્ની, શરીરમાં જુવાની, કાયર ( નાદાન ) પુરૂષમાં ભાગવાનું, શેરડીમાં રસ, અફીણના ઝીંડવામાં કસ, શાસ્ત્રમાં અર્થ, પાનમાં ઉત્તમતા, મજીઠમાં રંગ, લગ્નમાં ઉછાહ, ખગ ( તરવાર )માં પાણી, સત પુરૂષોના હૃદયમાં ધીરજ, પૃથ્વી ઉપર હાથીના શરીરમાં મદ, એમ હે પરમેશ્વર તમે મારા મન અને તનમાં વસો છો.

---

गीत, जात रेटीइं.

दीवाण तुं दहिवांण तुं, शंभाण तुं सरताण,
सवियांण तोरा नाम समथ, सह विधी स प्रमाण;

रहिमांण तुं वाखांण राजे, गियण तुं फुरमांण गाजे,
प्रांण पुरुष पुराण पृथ्वी, जाण तुं परमाण. १

विश्व तोरी तुं विश्वंभर, धणी तुं ताहरी सहधर,
पड परीठो नांह पेखे, कळि न सक्के कोय;
केइ जीवाडे केइ मारे, केइ बोळे केइ तारे,
ठालवे भरिया भरे ठाला, तुं करे तेम होय. २

कळसला सायर सलिल केरा, वार मेघ गुलाम तेरा,
नीर वह वह हुवा निशदिन, अजीह उर्ध अप्रमेह;
हलकार तोरे पवण हाले, चरण वण फुरमाण चाले,
दीपचंद दडंद दुहुं दिश, डुकीया छे देह. ३

नारीयण नरसर गुरां नायक, खुदावंद खुदाइ खालक,
मगन मन त्रिभुवन मालक, अकळ अजीत अपार;
चित लोभ क्रोध जंजाळ छोडी, जपे इसर पाण जोडी,
सद्रढ करी मन जोय सासुं, तारय तारण हार.

અર્થ—હે પરમેશ્વર દિવાન તું છો. અને દહિવાણ ( ભાગ્યવાન ) પણ તું છો. તેજસ્વી તું છો. અને સુલતાન ( બાદશાહ ) પણ તું છો. હે સમર્થ સવિયાંણ ( પ્રભાત )માં મોટા પુરૂષો તારા નામનું સ્મરણ વિધીયુક્ત કરે છે, રહિમાન ( દુનીયા )માં તારી કીર્તિ શોભે છે. આશમાન ઉપર પણ તારો ફુરમાણ ( હુકમ ) ગાજી રહ્યો છે. હે આત્મારૂપી ભગવાન ! અનાદીથી આ પૃથ્વી ઉપર સર્વ તુંને જાણે છે. અને તારૂં પ્રમાણ છે. ૧

વિશ્વ તારૂં છે. અને તેનું ભરણ પોષણ કરવાવાળો તું છો. અને સર્વ ધર ( પૃથ્વી ) તારી છે. તેનો ધણી તું છો. પડ પરીઠો ( પૃથ્વીનું પડ પરઠવાવાળો ) તું છો. કેવી રીતે ગોઠવણી છે તે કોઇ કળી શકતું નથી. કેટલાકને તું જીવાડે છે. કેટલાકને તું મારે છે. કેટલાકને તું બોળે છે કેટલાકને તું તારે છે. ભરેલાને ખાલી કરી નાખે છે. અને ખાલીને ભરે છે. જેમ તું કરવા ધારે છે તેમ થાય છે. ૨

સમુદ્ર છે તે હે પ્રભુ તારે પાણી ભરવાનો કળશો ( ઘડો ) છે. અને બાર મેઘ તે તારા ગુલામ છે. તે નીર રાત્રી દીવસ વહી વહી ( લાવી લાવી ) જમીન તરફ વાંકા વળી ગયા છે. અને જીવ વિનાના થઇ ગયા છે. અને પવનરૂપીહ લકારા ( કાસીદ ) ચાલે છે. અને પગ વિનાનો તારો હુકમ ચાલે છે. અને ચ્યારે દિશામાં ચંદ્ર તથા સૂર્ય રૂપી દીપક છે, તે પણ ચાલીને થાકી ગયા છે. ૩

હે નારાયણ ! મનુષ્ય તથા દેવોનો તું નાયક (ધણી) છો. હે ખુદાવિંદ તુંમાં ખુદાઇ ( પ્રભુતાઈ ) છે. વળી સદાય મગ્ન ( આનંદ ) મનવાળા ત્રણે ભુવનનો તું માલિક ( મુખત્યાર છો. ) અજીત છો. અકળ છો. અપાર છો. ઇસર બારોટ હાથ જોડી કામ, ક્રોધ, લોભ, જંજાળ છોડી કહે છે કે દઢ મન કરી મારી સામું જોઇ મને આ ભવસિંધુમાંથી તારી લે.

दोहा.

कवि इसर हरिरस कियो, दिहां तीनसो साठ;
महा दुष्ट पामे मुगत, जो कीजें नित पाठ. ३६

અર્થ—આ હરીરસ ઇસર બારોટનો રચેલો છે. જો તેનો ત્રણસોને સાઠે દહાડા નિત્ય પાઠ કરે તો મહા દુષ્ટ હોય તે પણ મુક્તિને પામે.

दोहा.

उण रसमें सबरस कियो, हरिरस समो न कोय;
रति इक तनमें संचरे, सब तन हरिमय होय. ३७

અર્થ—જે આ જક્તામાં રસો છે તેમાં હરિરસ જેવો બીજો એક પણ રસ નથી. જો એ રસ રતી જેટલો મનુષ્ય દેહમાં આવે તો સર્વ શરીર ઇશ્વરમય થાય.



# महात्मा इसरदासजी कृत दाणलीला.

छंद उधोर.

कबहुक गाय ले वन जात, बाल सखानमें व्रजनाथ,
वगली श्वेत साथ लगाय, क्रीडा करत केशवराय. १

दधिकी मथनियां सिरधार, मथुरा चली गोकुल नार;
विचरत जहां मोहन छेल, निकसत ग्वाल ओरहिं गेल २

देखत दोर सब आहीर, रोकी रहे जमुनां तीर;
हमकुं दे दधीको दान, वावा नंदजुकी आन. ३

लंगरु दीठ हे बरजोर, सखियां देख नंद कीशोर;
करतज कंसजुकी आन, ऐसो भयो दधिको दान. ४

इतनी सुनत बात मुरार, मटकी लही हाथ उतार;
लालन कवल दधिको लेत, ग्वालन गाल गुलच्छा देत. ५

लगनी बयन कहत लगाय, नैनन सेंनमें समजाय;
शंकर चतुर्मुख सुर राज, धनधन कहत हे महाराज. ६

होम्यो जगनको नहिं लेत, याको छाशमें वहु हेत;
धनधन व्रजके आहीर, जाके वसभयो वलवीर. ७

सुर भी चार सुंदर शांम, टेरत गाय ले ले नाम;
धोरी धंमरी कर टेर, कारी कामरी पर फेर. ८

गौ वन चलत हे ग्रहनंद, मानो उलट सात समंद;
उडि रज धरन अंबर धाय, गेहेरी गेह आपत गाय. ९

होरी गात हे सव ग्वाल, ताके बीच मोहनलाल;
मोहन करत मुरली गान, देखत देव वेठ विमान. १०

चढ चढ अटा वेठी वाल, निरखत नंदजुको लाल;
शोभा तिहुं पुरकी छाय, सखियां नंदके घर आय. ११

वेठत मात गोदन माय, झरत गोरजत अमराय;
तिनके दरस पर लख वेर, इसर वार डारों फेर. १२

दोहो.

अवध नीर तन अंजली, टपकत श्वास उसास;
हरी भजन विन जात हे अवसर इसरदास. १

અર્થ—મનુષ્યના આયુષ્યની અવધ ( મુદત ) રૂપી જળ છે અને દેહ રૂપી અંજળી ( હાથની હથેળી છે ) તેમાંથી આયુષ્ય રૂપી જળના બુંદ શ્વાસ ઉસાસ.

ટપકતાં જાય છે. ઈસરદાસજી કહે છે કે ઈશ્વર ભજન વિના એવો ટુંક અવસર ખાલી ચાલ્યો જાય છે,

## संपूर्ण.



वरनुं संवत विक्रमी, उन्निस उन्नोतेर;
कवि पींगल टीका करी, हरिरसकी प्रतहेर. १



### लावनी.

मरीजवुं धन ने माल साहेबी मेली. ए राह.

छे राम कृपाना धाम सुणो संसारी,
नव वेसे तेमां दाम रटो नरनारी. छे० टेक

पर नींदा करवी मुको मुखथी पडती;
सीतापति समरो थाय दशा घर चडती. छे० १

जेणें नव त्यागी विपत समयमां नीती;
एवा प्रभुपर तमे राखो कायम प्रीती. छे० २

नित्य ध्यान लगाडी तेनां चरित्र निहाळो;
राखो सहु सज्जन याद धर्म छे रुपाळो. छे० ३

कवि पींगलसी कहे तेम व्हेम तजी करजो;
दुर्बळ पर धरजो रेहेम पापथी डरजो. छे० ४

## लावनी.

राह उपरनो.

छे मिथ्या मनुष्य शरीर जशे ते छूटी;
खूटी आयुषनी न मळे एके बूटी. छे० टेक.
चीवट राखीने काम करी ल्यो सारुं;
तेथी दुनियामां भलुं थशेज तमारुं. छे० १
आ गीयो वखत पाछो कदिए नहिं आवे;
वेठां पण लोको पछी नहीं वोलावे. छे० २
बेशक आ जगतमां स्वारथनी छे बाजी;
रेहवुं नहीं तणानो लोभ जोइने राजी. छे० ३
केहवुं कवि पींगलसीनुं बे कर जोडी;
सुकृत करी लेजो महा लोभने छोडी. छे० ४

---

## राग भैरवी.

त्रीताल.

एजी दुक्कतसें यार डरनां,
यार डरनां प्यार करनां;
ध्यान धरनां अंत मरनां. एजी० टेक.

काम क्रोध मद लोभ कपटसें,
बच जानां कहुं काल झपटसें;
सद्गुरुका ले शरनां. एजी० १

दिया खुदाने पीनां खानां,
गर्व तजी उन्का गुन गाना;
नर पर शंकट हरनां, एजी० २

खुट्टल होनां नहिं अंन खाकें,
लट जानां नहिं प्रीत लगाकें;
जीभ्यासें अमृत झरनां. एजी० ३

पिंगल चानां भला प्रजाका,
नाम दीपानां पितु अरु माका;
झट भवसींधु तरनां. एजी० ४

---

भैरवी.

राहं उपरनो.

एजी जल्दीसें मीलजानां
मिल्लजानां मीलजानां
मीलजानां मीलजानां. एजी० टेक.

लिखिन पाती खबर नलीनी,
कैसी छाती वजरसी कीनी;
अब क्युं छोडा आनां. जल्दीसें० १
ताक रहीहुं राह तिहांरी,
गोरकरो दिलमें गिरधारी;
कोंन पास दुख गानां. जल्दीसें० २
मोह भरी मधुरी मनमोहन,
तापरवारुं सें तनमन धन;
वंसी फेर बजानां. जल्दीसें० ३
पिंगल क्युं मिलता नहीं प्यारा,
नटवर फिरताहो क्युं न्यारा;
सबब कहा समजानां. जल्दीसें० ४

---

भैरवी.

राह उपरनो.

एजी मायामां मन मारुं,
शो रीतें हुं सुधारुं. एजी० टेक.
काम एक ज्यां पूरण कीधुं,
लालचथी बीजुं कर लीधुं;
त्रीजुं शुं विस्तारुं. एजी० १

अंते पाळुं काम न आव्युं,
फांफां मार्यां तोय न फाव्युं;
एवुं छे अंधारुं. एजी० २

स्वारथवाळां सगां सनेही,
दुख सेहवा पोतानी देही;
बीजुं न मळे वारुं. एजी० ३

ठरवानुं एकज ठेकाणुं,
जगजीवनने साचा जाणुं;
पिंगल समरण प्यारुं. एजी० ४

---

भैरवी.

राह उपरनो.

एजी चाले नइ हुशियारी,
हुशियारी खबरदारी;
फीशयारी मुखतारी. एजी० टेक.

रावण गीयो कपट ज्यां करवा,
होंसधरी सीताने हरवा;
त्यां मरवा तैयारी. एजी० १

दुर्योधन बंधव दुख देवा,
लोभ करी पांडवनुं लेवा;
खोयुं राज खोवारी. एजी० २

प्रेहेलादने आपी पीडा,
करी असुर पति अवळी क्रीडा;
हिरनकिशपु गयो हारी. एजी० ३

प्रभु इच्छायां राखो प्रीती,
नव त्यागो पिंगल कहे नीती;
कर्मनकी गति न्यारी. एजी० ४

---

गझल.

कव्वाली.

ओधवजी आज पधार्या शुं काज;
रसीक महाराज नाव्या व्रजराज. ओधवजी. टेक.

कपट करी कंत गीया गुणवंत,
आव्यो नई अनंत ओधीनो अंत;
तेनो शुं तंत थया पर तंत,
भला भगवंत भला भगवंत. ओधवजी० १

नजीक व्रज देश थीयो परदेश,
पाछो आ देश न कीधो प्रवेश;
हरीने हमेश न भुलुं निमेष;
लागे नहीं लेश दीयो उपदेश. ओधवजी० २

विसारे नइ वात करे कलपात,
जसुमती मात तलफे तात;
सखीनो संघात रहे दिनरात,
गोपी पर घात सुकाणां गात. ओधवजी० ३

आवे जदुराय सरव दुख जाय,
वळी व्रज माय उच्छव वरताय;
असुर अकळाय सुजन सुख थाय,
पिंगल गुण गाय नमी प्रभु पाय. ओधवजी० ४

---

गझल.

कव्वाली.

हती हुं बाल करो मन ख्याल,
लगाडी प्रीत तमे नंदलाल;
विसारी व्हाल गीया गोपाल,
हवे हुं हाल बनी छुं बिहाल. हती० टेक.

करुं शुं काम नथी आराम,
गमे नहीं धाम गोकुल गाम;
संभारुं शांम तमारुं नाम,
ठयांनुं ठाम आठे जाम. हर्ती० १

नथी मन स्थीर बनीहुं अधीर,
सुकाणुं शरीर नयणे नीर;
सुगंधी अमीर कोकील कीर,
भेदे तन तीर अहो तकदीर. हर्ती० २

न पाळयुं निदान कहेलुं कान,
प्रथम दइ मान कर्युं अपमान;
राख्युं नइ ध्यान भुल्या भगवान,
भुली हुं भान थइ हेरान. हर्ती० ३

दीयो दीदार कहुं दिल्दार,
करो मां वार हवे कीरतार;
वृथा संसारनो वेहवार,
पिंगलनो प्यार उतारो पार. हर्ती० ४

---

लावनी.

गुणवंत संत सुखकारी सोइ नर पर जाउं बलिहारी. ए गह.

अति मन राखो अविकारी, समजी चालो संसारी. टेक.

जाणो तो माया जूठी, ममताथी वाळी मूठी;
संगात मात ने तात भलाइ भ्रात, च्रणीक सुख नारी. अ. १
होय मंत्री पद हुशियारी, शेवक आज्ञा अनुसारी;
पछताय नोकरी जाय, रुठे कदी राय थाय लाचारी. अ. २
कामे धन प्रतिदिन कोटी, माने सहु पेढी मोटी;
कठणाइ पते नइ पाइ, मकान वेचाइ जाय मुखतारी. अ. ३
एथी न रहो अभिमानी, गुण गाओ प्रभुना ज्ञानी;
संतोष धरो निर्दोष पिंगल, तजी रोष रहो सुखकारी. अ. ४



## नेक नामदार महाराजानी कविता.



छपय.

संवत्सर उन्नीस, साल एकतीस सुहाइ,
चैत्र मास पंचमी, जन्मपत्रिका लिखाइ;
भावसिंहजी नाम, धराया नृप तपधारी,
निजपुर तख्तनशीन, साल बावन सुखकारी;
निर्विघ्न चलावत राज नृप, बरस अढार हुवा बली,
कुल प्रजा सुखी पिंगल कहे, भावराज नीति भली. १

सिहोरसें रेल्वे, पालिताना पोहचाइ,
ढसा कुंडला धाम, सरसमग ट्रेन चलाइ;
बोटाद जसदन बीच, रेलका कीना रस्ता,
कीनी सहज जकात, माल मिलता सस्ता;
पुर भाव नग्र घर घर प्रती, नल बनवाया नीरका.
कुलरीत असल पिंगल कहे, वचन एक सुरवीरका. २

माहाराजा पद मिल्यो, के. सी. एस. आइ. कहाया,
चहत हिंद सरकार, प्रजा सुख नवनिध पाया;
उन्नीस अडसठ जेष्ठ, तीज शुदि रवी बताया,
जन्म सुकृष्ण कुमार, सुजनकुं लाभ सवाया;
मनहर कुंवरीके लग्नसें, बना यग्न वलिराजका,
कुल काम श्रेष्ठ पिंगल कहे, भावसिंह माहाराजका, ३

खोडियारका धाम, वनाया कछु न खामी,
कीना आरस काम, नेक रस्ता जस नामी;
आमंत्रन करि आप, वडोदा पती बुलाया,
सुज्ञ सयाजीराव, अती हितकर मन आया;
निज ग्राम राजपुरा निकट, हुवा ठाट झट हुकमका,
करी सभा भाव पिंगल कहे, द्वार चढाया रुक्मका. ४

—✻◇✻—

गायन.

विगरी कोन सुधारे नाथ विन. ए राह.

सकल भूपमां भावसिंहजी, भाग्यवंत नृप भारीरे. टेक.
महाराणी छे पवित्र मननां, धर्म पतीवृत धारीरे;
कृष्णाकुमार सदा सुखकारी युवराजा अवतारीरे. सक. १
प्रथम कलास राज परेम पति, अदल न्याय अधिकारीरे;
ईजत पुर्ण आ समय अवनीमां, नीती टेक निहारीरे. सक. २
कुशळ चलावा राज काजमां, उत्तम छे अधीकारीरे;
माहाजाना भावनगरमां, वसे मोटा वेहेपारीरे. सकल. ३
सागर बोंट रेल मग सायन. आवक लाभ अपारीरे;
पिंगलसी कवी आशिष आपे, तपे अचळ तपधारीरे. सक. ४

राग भैरवी.

त्रीताल.

प्रात समय उठी जनक नंदनी. ए राह.

उदित भये गोहिल कुळ आदित;
अस्त भये ग्रह यूथ अरी. टेक.
सुजन कमल विकसित भये सुंदर,
कवी मधुकर रहे शोर करी;
कट गही घोर निषि कलियुगकी,
दुरिजन उलुक छुपाय डरी. उदित० १

दिनमणी भावसिंह नृप दीपत,
भ्रगुटी जाकी कृपा भरी;
मंगल उच्छव भू मंडल पर,
पिंगल कीर्ति प्रभा प्रसरी. उदित० २

समाप्तः

---

## गायन उपदेशिक.

राग काफी.

ताल दीपचंदी.

गजब हाथे गुजारीने, पछी कासी गयाथी शुं;
मळी दुनियामां बदनामी, पछी नासी गयाथी शुं. टेक.
दुखी वखते नहीं दीधुं, पछी खोटी दयाथी शुं;
सुकाणा मोल सृष्टीना, पछी वृष्टी थयाथी शुं. गज. १
समय पर लाभ आप्यो नइ, पछी ते चाकरीथी शुं;
मळ्युं नइ दूध महिषीनुं, पछी बांधी बाकरीथी शुं. गज. २
विचार्युं नइ लघु वयमां, पछी विद्या भण्याथी शुं;
जगतमां कोइ नव जाणे, जनेताना जण्याथी शुं. गज. ३

न खाधुं तेम न खवराव्युं, दुखी थइने रळ्याथी शुं;
कवी पिंगळ कहे पैसा, मुवा वखते मळ्याथी शुं. गज ४

---

राग काफी.

राग उपरनो.

जुओ तो रंग वेरंगी, बनेलो खूब भेरी;
विचारो इश्कनो संगी, विहारीनोज वैरी छे. टेक.

हजारो आशको जख्मी, थएलाने हसावे छे;
रहेला बेफिकर भोळा, भलाने रोवरावे छे. जुओ० १

बिरादर लोभीयाने, बे घडी दानी बनावे छे;
सखी मर्दो हमेशां जे, वळी तेने सतावे छे. जुओ० २

निबालो एक लेवाने, अशक्तीवाननी ना छे;
हजम करवा हजारो, रोटलीनी ते थकी हा छे. जुओ० ३

बनेलो आजनो नहीं, कालनो तेतो अनादी छे;
सुधानी साथ सींधूथी, थएलो खूब स्वादी छे. जुओ० ४

वखाणोछो तमो तेने, कहो शुं चीज छे वारु;
देखाडो नाम तेनुं शुं, कवी पिंगल कहे दारु. जुओ० ५

## दोहो.

व्यसन थकी व्याधी वधे, आळस वधे अपार;
व्यसन करो सद्शास्त्रनुं, उतरो भव दधि पार. १

### छंद शार्दुलविक्रिडित.

रात्री चंद्र विना नदी जळ विना, भर्ता विना भामिनी,
वित्तं दान विना सभा व्रध विना, वृष्टी विना दामिनी;
साधु त्याग विना ग्रही धन विना; शास्त्र विना स्मृती,
काया कीर्ति विना तरु फळ विना, आत्मा विना आकृती. १

मुक्ता पाणी विना मही अन विना, नीति विना नृपती,
वाणी सत्य विना यती व्रत विना, शीलं विना संतती;
सेना वीर विना करी मद विना, शर्द विना शर्करा;
काव्याभ्यास प्रकास पिंगल विना, स्वर्ग विना सुर्वरा. २

गीता ज्ञान विना गुरु वय विना, भक्ती विना भापनं,
पक्षी पांख विना गहु पय विना, योगी विना आसनं,
गीतं कंठ विना तुरी गति विना स्नानं विना नर्मदा;
सीता राम विना उच्चार रसना, शोभे नहीं सर्वदा. ३

### ગજાનન સ્તુતિ. પ્રભાતી.

જળ કમળ છાંડી જાઓને વાળા—એ રાહ.

પ્રથમ સમરુ ગુણપતીને, માત જેની પાર્વતી,
તાત શંકર દેવ તેના, જપે ગુણ જોગી જતી. ટેક.
બંધુ કાર્તિક સ્વામી બળિયા, સદા તેની સંગતી,
ગજાનન છબી ગતી ગંભિર, આપ અદ્ભુત આકૃતી. પ્ર. ૧
નામ રટતાં વિઘન નાસે, ચિત્ત પ્રકાસે સન્મતી,
ભુવનમાં નવ નિધી ભાસે, સુખદ પામે સંતતી. પ્ર. ૨
શુંડ દંડ પ્રચંડ શોભે, મહા મંગલ મૂરતી,
થાય સુકૃત દ્વાર સ્થાપન, પરમ શુધ બુધના પતી. પ્ર, ૩
અમર મોદકના આહારી, શરણ પાળણ સમૃતી,
કહે પિંગલ કાવ્ય રચતાં કરું તેની કીરતી, પ્ર. ૪

---

### શારદા સ્તુતિ. પ્રભાતી.

એક ઘડી દન ઉગાં પહેલાં—એ રાહ.

કાવ્ય રચું છું માત કૃપા કરી, રસના ઉપર વાસ કરો,
આવે નહિં તેમાં દધ અક્ષર, હીંમત આપી કષ્ટ હરો. ટેક.
શત ધ્રતની દુહિતા છો સુંદર, વાહન હંસ ચઢી વિચરો.
બીન મધુર કર આપ બજાવો, થાનક અંતર વાસ ઠરો. કાવ્ય. ૧

लायक बोध प्रजाने लेवा, भाव अती उरमांही भरो,
प्रासादिक गुण तेमां पूरो, खंतथी आपो लाभ खरो. काव्य. २
रात दिवस तमे सन्मुख रेजो, शेवक काज सकळ सुधरो,
पिंगल कविनी विनती उपर, ध्यान अवीचळ देवी धरो. काव्य. ३

राग धन्याश्री त्रिताल. १

प्रभूने पूज्याथी शुं थाय, मेल भर्यो मन माय. प्रभू. टेक.
शीयाळामां नित्य सवारे, नीर ठंडाथी नाय,
आत सगानुं सारुं भाळी, लागे उरमां लाय. प्रभू. १
चोखा कंकु निवेद साकर, ठाकर पूजा थाय,
चाकर थइ धणीनुं चोरे, खोटुं बोली खाय. प्रभू. २
भेळा थइने रातें भजनो, गांजा पीने गाय,
ध्यान धरे खोटा धंधामां, ललनामां ललचाय. प्रभू. ३
जुओ प्रभू छे अंतरजामी छेतर्या नव छेतराय,
पिंगलसी कहे पाखंडोनो जीव असुर गति जाय. प्रभू. ४

धन्याश्री. २

प्रभू विना कोण उतारे पार, छे मिथ्या संसार. प्रभू. टेक..
विद्या भणो पण एनी कृपा विना, कोण करे सत्कार,

प्रभु रीझे तो आपे पलमां, अभणने अधिकार. प्रभू. १
एक पुरुष सो नारी परणे, वधे नहीं विस्तार,
प्रभु रीझे तो वंध्याने पण. आपे पुत्र अपार. प्रभू. २
होय घणां हथीयारो हाथमां, नर तोय थाय नादार,
दुर्बळ जन पण तेनी दयाथी, जीत पामे जयकार. प्रभू. ३
आ दुनियांमां सहुने अंते, एनो छे आधार,
पिंगल एक धणीने पूजो, कोइनी नहीं दरकार. प्रभू. ४

---

धन्याश्री. ३

कदर विना शेवानुं शुं काम, काग हंस एकठाम. कदर. टेक.
हक नीतीनुं खाय होय तो, अणहक चीज हराम,
एवा पुरुषने कांइ न आपे, दिए खुटलने दाम. कदर. १
केणे वगाड्युं सुधार्युं केणे, जोवे न आठे जाम,
जीव न होय ठेकाणे जेनो, तेने सरखुं तमाम. कदर. २
गरज होय त्यां सुधी ग्राहक, पछी नहीं परणाम,
काज सर्यांथी कोइ समे पण पण, नव संभारे नाम. कदर. ३
एनी चडवुं नइ हडफेटें, छेटेथी करवी सलाम,
पिंगल शेवो सत्य प्रभूने, एमां छे आराम. कदर. ४.

---

धन्याश्री. ४

विचारी बांधोने घरबार, विकट जगत वेहेवार. टेक.
विद्या भणेलो जाय विदेशे, पुरो कमाय पगार,
हुन्नर होय पोताने हाथे, तो पैसा तैयार. वि. १
आवे काम न मात्र आबरु, एवो समय आ वार,
माटे परनुं काम कर्यामां, लाज न राखो लगार. वि. २
सदाय नारीने सहवासे, वधे द्वार विस्तार,
कायम तेनुं पोषण करवा, जोवे अन्न जुवार. वि. ३
प्रथम लायक थइने परणो, तो नावे तकरार,
पिंगल के प्रभु पार उतारे, विकट जगत वेहेवार. वि. ४

भैरवी त्रिताल. ५

कंकास कदी करशोमां, द्वेश रुदे धरशोमां रे, कं. टेक.
श्रीमत थइने करजो सारुं, अवळुं कार्य आदरशोमां. कं. १
रेहवुं थोडुं रेहेम राखजो, भीरु थइ उदर भरशोमां. कं. २
विरद पाळजो मुखथी बोली, फावे तेम फरी फरशोमां. कं. ३
पिंगलसी कहे एक घडी पण, व्हाला प्रभुने वीसरशोमां. कं. ४

भैरवी. ६

नव भूलो धर्म नारी, शास्त्र कहे विस्तारी. टेक.
तन मन धनथी पुजो पतिने, तेमां मुकती तमारी. नव. १
चित्त लगाडो निज स्वामीमां, विश्व सकळने विसारी. नव. २
संतति मळशे तेथी सारी, कायम आज्ञाकारी. नव. ३
पिंगल कहे करे अन्यमां प्रीति, एज नरक अधीकारी. नव. ४

भैरवी कवाली. ७

बाळ वय जनकनी बेटी, स्वामीथी ना रही छेटी,
मेहेलथी उतरी हेठी, विपत वनमां घणी वेठी. १
अंबिका दक्ष घर आवी, बाप मायें न बोलावी,
स्वामी अपमान मन लावी, सती निज देह सळगावी. बा. २
सावित्रीना प्रीए स्वामी, पड्या विष सर्पनुं पामी,
गीया यमराज अकळाइ, बचाव्या कंथने बाइ. बा. ३
एनुं शिक्षण लिओ अबळा, विचारो त्यागि द्यो नबळा,
वदे पिंगल सुधा वांणी, समजी लेजो त्रीया शाणी. बा. ४

भैरवी त्रिताल.

मन शीद रहो अभिमानी, जुठी देह जुवांनी. मन. टेक.
च्यार दिवस रेहेवानी चटकी, मांटीनी काची छे मटकी,
पडशे खाल पुरानी. मन. १
लाभ प्रभु आपे ते लेजो, दुखियांने सुख करथी देजो,
गुरु गोती ल्यो ज्ञानी. मन. २
खटपट त्यागी देजो खोटी, माथे जमनी भीति मोटी,
जुठी न आपो जुबानी. मन. ३
अंते बीजुं काम न आवे, पिंगल पुन्य विना पछतावे,
चेतो वात न छानी रे. मन. ४

---

राग आशावरी त्रिताल. ६

जगतमां जोयुं हळाहळ झेर, व्हालां साथे वेर. जगत. टेक.
मोटां मनुष्य पण स्वारथ माटे करे काळो केर. जगत. १
लुंटारा थइ परनुं लेवा, करे बंदुकना फेर. जगत. २
पासे रहे पण विपत पडेथी, खुटल भागे खेर. जगत. ३
श्रीहरी तेनुं काम सुधारे, पिंगल केवी पेर. जगत. ४

---

आशा त्रिताल.

जगतमां स्वारथनी छे सगाइ, भले होय वे भाइ. जगत. टेक.
सुखमां तो सउ कोइ रहे साथी, दुखमां करे अदेखाइ. ज० १
प्रीत करी कोइ खवर न पुछे, पासे न होय जो पाइ. ज० २
पैसाथी देवने पुजे पुजारी, मळे प्रसाद मीठाइ. ज० ३
कहे हरदान खरुं ए कारण, कळजुगनी कठणाइ. ज० ४

---

आशा. त्रिताल.

संसार सुधरे तेनो त्रीया मळे शांणी,
त्रिया मळे शाणी पतिनुं राखे कुळ पाणी. सं. टेक.
धंध करे नहीं द्वेष धरे नहीं,
वदे मुख सुधा सम वांणी. संसार. १
मरजी निशदिन प्रीतम मननी,
जोतां झट लिए जाणी. संसार. २
पासे रहे नित्य दासी प्रमाणे,
खीजमत करे गुण खाणी. संसार. ३
पिंगल कहे एवी मळे नहीं प्यारी,
तो तो रहे राम काणी. संसार. ४

---

आशा त्रिताल १२

पारकुं सुधारे एवा थोडा होय प्राणी.
थोडा होय प्राणी तेनी आपुं छुं निशाणी. पारकुं. टेक
क्रोध करे नहीं कोइथी डरे नहीं, ते नव बोले ताणी. पा० १
गरव धरे नहीं बोल्युं फरे नहीं, होय भले लाभ के हांणी पा० २
विद्या घणी पण नव वरतावे, एथी वात नइ अजाणी पा० ३
पिंगल कहे एवा सत पुरुषोने, दिए सुख महिनो दाणी पा० ४

---

कालींगडो ताल दादरो १३

मळे असुरी माया, दिए न पाइ डाया मळे. टेक
खाय नहीं पण नव खवरावे, कष्ट सहे निज काया. म० १
सुकृत तेथी कांइ न सुजे, पापना उठावे पाया. म० २
हुकुम विना वपराय न हाथे, थाका ठाया ठाया. म० ३
अंत समय पछी काम शुं आवे, पिंगल कहे पछताया. म० ४

---

कालींगडो ताल दादरो १४

असाय छे भणोला, मोहथी हणोला. असाय. टेक
कोक कहे आनुं काम छे काचुं, पाडे मेहेल चणोला. अ० १

कोक कहे आनुं रुप करुप छे, पडती मुके परणोला. अ० २
चोपडीओ वांची सीखेला, गुरु पासे अंक न गणेला. अ० ३
पिंगल कहे समजणमां पुरा, जननी कोक जणेला. अ० ४

---

कालींगडो त्रिताल १५

मनुष्यमां रे महुथी बुरुं अभिमान, भूलावे तन भान. म० १
पंडमां खावानी होय पीडा, मोटा लावे मिजमान. म० २
जेवुं तेवुं वांची जाणे, त्रळी थवुं विदवान. म० २
दुर्बळ स्थीती माथे देवुं, देवुं तो पण दान. म० ३
पिंगल निर्मानी पुरुषोनुं, भलूं करे भगवान. म० ४

---

कालींगडो त्रिताल १६

प्रभूनो रे नव भूलो उपकार, तनमां छो तैयार. प्रभु० टेक
एणे परथम बुद्धी आपी, समजो सार असार. प्रभु० १
संपत आपी तेथी चाले, विश्व तणो वेहवार. प्रभु० २
शरिर तणा अवयव छे साजा, इजल अति अधिकार. प्रभु० ३
पिंगल कहे रीझीने आप्युं, दूध पुत्र सुख द्वार. प्रभु० ४

---

सोरठ त्रिताल १७

कीर्ति प्रभुनी करो, धीरज मनमां धरो. कीर्ति० टेक
घर धंधो मेलीने परघर, फोगट सीद फरो. कीर्ति० १
सीता पति आपे छे सहुने, जेटलो घरनो वरो. कीर्ति० २
खाधाथी उपरांत जो खाशो, एथी थाय अजरो. कीर्ति० ३
पिंगल प्रभु विण कोइ न पाळे, माथुं कूटी मरो. कीर्ति० ४

---

सोरठ त्रिताल १८

प्यारा व्रजना पती, मनहर जेनी सुरती. प्यारा टेक.
जुक्ती ब्रह्मादिक नव जाणे, एनी अकळ गती. प्यारा० १
शांम शरण गीया भक्त सुदामो, सुखमय आपी संपती प्या० २
जेनी कृपाथी पांडव जीत्या, केवी प्रभुनी कृती प्यारा० ३
पींगलसी कहे तेने पूजो, मळशे तेथी मुगती प्यारा० ४

---

सोरठ त्रिताल १९

झटपट छोडो खटपट खेल, वखत वह्यो जाय छे रे;
रोकी रहे नहिं गाडी रेल, मिनीट गणाय छे रे. टेक.
भातुं करी ल्यो त्यांनुं भेळुं वात कर्यानुं नहिं रे वेळुं;
अंत समय आ जीव अधिक अकळाय छे रे. झट० १

हरि अरथें जे देशो हाथे, छेवट आवे ते तम साथें;
आथें आप्युं पोते पुन्य गणाय छे रे. झट० २
आज काल अम दीवस करतां, फोगट गामतरामां फरतां;
मास उतरतां करशुं त्यां मरि जाय छे रे. झट. ३
रंक अने चेतेला राजा, पाणी पेहेली बांधे पाजा;
पिंगल सुरख पछी घणुं पछतायछेरे. झट. ४

सोरठ. २०

जीवडो रहेया सदा सपडाइ, जगतनी जाळमां रे;
लोभी आप रहे ललचाइ, बाळगोपाळमां रे. जीवडो. टेक.
पिधा भरीभरी चाना प्याला, मगज प्रमोदी खूब मसाला.
ओढ्या शाल दुशाला, कहुं शित काळमांरे जीवडो. १
आइस सर्बत पिए उमंगे, शीत हवामां प्यारी संगे,
वळी कामनीया तेल सुगंधी वाळमां रे. जीवडो. २
मेघ मलार सितार मेहेलमां, ब्रेंडी विस्की मद बोतलमां;
केसरी भात कबाब, भरेला थाळमां रे. जीवडो. ३
भडक्यो अंते जमने भाळी, पिंगल ते रोयो मो वाळी;
झटपट दीधो बाळी, अगनीनी ज्वाळमां रे. जीवडो. ४

### भजन २१.

शब्द कोइ वीरला संत जाणे होजीः ए राह.

ए नथी वातु कोइथी अजाणी होजीः वध्या छे पंडीत वाणी ए टेक.

कुडुं करीने पैसा कमाणा, पैसा थाशे वाणी होजी;
हक नीतीनुं हशे ते रेहशे, बीजुं थशे धुडधांणी. ए० १

अणघटतुं करी लीधी अमीरी, वे दी लाज बंधाणी; होजी;
रेहवामां पछी कलंक रेहशे, हांसीने वळी हांणी. ए० २

मनमां समजीने ए माटे, करजो सत्य कमाणी होजी;
सत्य पुरुष ते सत्यना ग्राहक, जुठाने त्यागे जाणी. ए० ३

भव आखामां भला भुंडानी, काळ जशे रहे काणी;
पींगलसी कहे नीती पाळो, प्रभुने भजी ल्यो प्राणी. ए० ४

---

### भजन २२.

पाळे एवा पुरुषो प्रीती होजी, जेना घटमां निरमळ नीती. पाळे टेक

प्रथम होय तेथी अमल वधे पण, सरखी मननी स्थीती होजी;
मान सहित हळवा मळवामां, राखे उत्तम रीती. पाळे. १

राजकाजमां नित्य रंकनी, अरज सुणे अथ इति होजी;
सुधरे एटलुं पोते सुधारे, अपयशनी मन भीती. पाळे. २

जेणे मेळवी किरती जगमां, क्रोध कामने जीती होजी;
कृती सारी जाणे कवितानी, गाहा छंदने गीती होजी. पाळे. ३
एनो कदी अफसोश करे नइ, वात जाय जे वीती होजी.
पिंगळ कहे माने धर्म सनातन, प्रभुमां पुर्ण प्रतीती. पाळे. ४

---

भजन २३.

लोभी नरनुं अंत लुंटाशे, वित्त नहीं ववराशे. लोभी. टेक.
रंक प्रमाणे लुखी रोटली, खुणे वेसी खासे हो जी;
मुफत टिकिट जो आवी मळे तो, जोवा नाटक जासे. लोभी. १
पैसा नथी एम जे ते पासे, गरिब थइ दुःख गासे हो जी;
उशीनुं पण पाछुं आप्यामां, छळ राखी संताशे. लोभी, २
कवि लावे कदी नाम काव्यमां, एथी मन अकळाशे हो जी;
जेवुं तेवुं दइ हाथ जोडशे, सूम नहीं सरमाशे. लोभी. ३
पिंगलसी कहे खासे नइ पोते, छेवट मांदो थासे हो जी;
पुन्य कर्याथी अंत समय पण, दिल तेनुं दुखासे. लोभी. ४

---

भजन २४.

आंख्यो वींचीने दोट न आपो होजी; मनथी सुख दुःख मापो.
आंख्यो. टेक.

काथो कुथो भेळो करीने, तेनो बांध्यो त्रापो हो जी;
पुर जोस भवसिंधुनुं पाणी, बुडी जशो तो वळापो. आंख्यो. १
पारकी पीडा माथे उपाडी, सीद करो छो संतापो;
क्रोध थकी लइ हाथ कुवाडो, बेठानी डाळ न कापो. आंख्यो. २
वैभव घरनो वाडी वजीफा, बांधी गया छे बापो हो जी;
साध विनाना अणसमजणथी, एने सीद उथापो. आंख्यो. ३
पिंगलसी कहे खोटा प्रपंचोमां, आप ध्यांन नव आपो हो जी;
नकी तमने आवी नडे छे, पूर्व जनमनां पापो. आंख्यो. ४

---

### भजन २५.

एजी लखीया नइ तो मटे. ए राह.

एजी माग्यां सुख नइ तो मळे, सुणो भाइ साधु. एजी. टेक.
बे सरखी होय बेनडी, एक तो दरणां दळे;
एक रहे जइ राजमां, माथे चंमर ढळे. सुणो. १
दुख बेठी निज देहमां, रात्री दिवस रळे;
बोएल बी बावळ तणां, आंबो क्यांथी फळे. सुणो. २
द्रव्य झाझुं होय द्वारमां, भेळुं आवीने भळे;
प्रपंची लेवा जाय पारकुं, त्यांतो पोतानुं टळे. सुणो. ३

पापीनो वैभव पांचदी, चितडुं जोइने चळे;
पिंगल कहे पहोंचे नहीं, खवरुं पडशे खळे. सुणो. ४

---

भजन २६.

एजी सुखीया कोइ नइ अती, जुओ आ जगमां. एजी. टेक.
पोते पुरुष होय प्राक्रमी, सुंदर घरमां सती;
तेने मळे नइ संतती, दैवनी केवी क्रती. जुओ. १
सीखेलो खट शास्त्र ने, व्याकरण तरणे वृती;
मटे नहीं भिक्षा वृती; गंभिर प्रभुनी गती. जुओ. २
जइ वसे जंगल विषे, मोटा जोगी जती;
पोते सहन करवी पडे, व्याधी तन विपती. जुओ. ३
सुख सदा संतोषमां, धारो मनमां धती;
पिंगल कहे भक्ति थकी, पामो जगत पती. जुओ. ४

---

भजन २७.

एजी निश्चें आवी नडे, पूर्वनां पापो ए जीः टेक
शीखे सहु एक संगमां, शिखीने गादीये चडे;
[illegible]ने [illegible] नव आवडे, रखडु थइने रडे. पुर्व. १

त्रीया पतिने छेतरी, परना प्यारमां पडे;
वणिक घेर विधवा बणी, आरजा थइ आथडे. पुर्व. २
एक उदरथी जनमीने, भाइ सामसामा भडे,
काको भत्रीजो कोरटे, लोभी थइने लडे. पुर्व. ३
पिंगल कहे धन पामीने, मनडुं राखजो घडे;
कोइनुं बुरुं करशो नहीं, सुख अविछीन्न सांपडे. पुर्व. ४

---

भजन २८.

ए जी करथी सारुं करो, नरतन पामी ए जी. टेक.
रहो सुजनना संगमां, दुरिजन देखी डरो;
करजो संप कुटंबमां, थिर मन राखी ठरो. नर. १
करो खर्च शुभ काममां, भुख्यां ना उदर भरो;
खरचो धन खूटे नहीं, परमारथ छे खरो. नर. २
सुमतिथी दरजे चडो, चडिने नव उतरो;
कलंक आवे एवा कृत्यथी, अळगा रही उगरो. नर. ३
सत्य कथाओ सांभळो, परपंच मेली परो;
पींगल कहे पूजा करी, धणिनुं ध्यान धरो. नर. ४

---

भजन २९.

तुं दयाळ दीन हुं तुं दानी हुं भीखारी. ए राह.

वार वार सांज ने सवारमां विच्यारो,
आ भव उदधीमां नथी बचवानो आरो. वार. १ टेक
लोभमा रंगाएलो जीव छे लुंटारो,
अवळुं करवानो नथी राखता उधारो. वार. २
भुलथी उपाडयो सिर पाप तणो भारो,
ए भारानो पोरो खावा कोण आपे वारो. वार. ३
छळ बळ त्यागीने चाल पोतानी सुधारो,
पिंगल भुलो न अनत प्रभुना उपकारो. वार ४



भजन ३०.

राह उपरनो.

मात तात भ्रात साथ स्वारथ मयमेळा,
व्हालां सगां नावे काम जुओ अंत वेळा. मात. टेक.
कोटी वैद भेळा थाय मरे सीस कूटी,
खटीनी बुटी नइ देह जाय छुटी. मात. १

ते माटे काम क्रोध लोभ दीयो त्यागी,
रहो राम नाममां हमेश आप रागी. मात. २

वार वार अवतरवुं मरवुं ते व्याधी,
अमर थाओ भक्तीथी आ तजो उपाधी. मात. ३

पिंगल कहे मनुष्य देह मळ्यो छे रुपाळो;
ते थकी मेहेनत करीने महा कष्ट टाळो, मात. ४

---

गायन ३१ ताल दादरो.

मर्द थइने वर्द क्षत्री वंशना न मूको,
रण मांही गर्द थतां स्वर्गनो छे रुको. मर्द. १

यज्ञ समय लग्न समय चित्तथी न चूको,
दांन आपवामां कदी पाडशो न टूको. मर्द. २

टेक तजी रंक थैने मागशो न टूको,
भागशो न युद्धमांथी देह थाय भूको. मर्द. ३

धर्म ध्यांन पिंगल कहे चाल छे धरुको,
बाप के बोलावे प्रजा होयजो बळूको. मर्द. ४

---

गायन ३२. राह उपरनो.

धराना धणी छो केम ध्यान नथी धरता,
कायर थइ बेठा छो उद्यम नथी करता. धरा. १
तस्दी पडे तेथी तमे चालो छो तरता,
फायदो नथी जरा भमो छो गाम फरता. धरा. २
बेठा बेठा खाओ छो बोलो छो बरबरता
दावा बांधे कोरटोमां तेथी नथी डरता. धरा. ३
छोकरा दुखी घणां हजी नथी सुधरता,
पिंगल कहे थइ गया छो ज्ञातिथी उतरता. धरा. ४

---

गझल. राग शोयणी ३२.

रैयत सुखी जे राजनी ते राजानी चडती रहे,
प्रीती प्रजानी मेळवे तेना दुश्मननी पडती रहे. टेक.
करवाने सार्वजनीक कामो होंसथी नृप हा कहे,
नवा नवा कर नाखवामां नोकरोने ना कहे. रैयत. १
वस्ती अदल इन्साफ पामे वाणीमां अमृत वहे,
कडवुं कहे हित कारणे, अवगुण तजीने गुण ग्रहे. रैयत. २
शुभ कार्य करतां जोइने, चितमां सारुं चहे;
वारा प्रमाणे वेठथी, दुर्बळना दिलडांनां दहे. रैयत. ३

सौलोक माटे कोइ समयमां, स्वामी पण संकट सहे,
पिंगल कहे ए नर्पती ते, लाभ दुनियामां लहे.  रैयत. ४

---

गझल. राग उपरनो ३४.

आगेवांन थै आलोकमां, उर मांही गर्व न आणजो;
ते सर्वथी जुदा पडीने, मत कदी नव ताणजो.  आगे. टेक.
परनुं करेलुं होय पोते, व्हेम त्यागि वखाणजो;
जेवुं पोतानुं सारुं चाहो, तेवुं सौनुं जाणजो.  आगे- १
मालिक दिएजो लाभ मोटो, मित्र मळीने माणजो;
प्रारंभ करतां आप पेहला, साचुं जुठुं पिछाणजो.  आगे. २
धोरी लियो धर खेडवा, गाडे जोडी अवाणजो;
अश्वो लियो स्वांरी कजुतो; पेहेला आप पलाणजो. आगे. ३
ताळां दियो पण सर्व तजीने, जावुं अंते जाणजो;
पिंगळ कहे ते वांणी साची, शास्त्रो वांची प्रमाणजो. आगे. ४

---

गझल राह उपरनो ३५

हाकम बणी नव भूलशो, हरदम जयो हरी हरी;
हुकम नइ आवे हाथमां, आ फोजनो फरी फरी. हा० टेक

आतनवासी इश छे, ओळखजो नरवीर;
ध्यांन तेनुं धरजो रे, भागी जाय जमनी भीती. प्यारा. ४

---

धीरानो ढाळ. ३८

स्वर्ग तणी शेरी रे, समजी लेजो छे छेटी; टेक.
आडा रस्ता आवशे, कइ खाडा कइ खील.
कइ पाडा कइ पोठीया, कइ मृगो कइ नील,
कइ कुर कट कइ केकी रे, घेरीलेशे घेटाघेटी. स्वर्ग. १
जवरी हींसा जीवनी, करशोमां जन कोइ,
दूध पीयो गौ दोइने, लाल न पीशो लोइ;
नकी पापो नडशे रे, ज्यारे जम जाशे भेटी. स्वर्ग. २
मोटुं घर जोइ मुकवा, आपे वस्तु अपार,
थापण ओळवशो नहीं, करशो नइ तकरार;
मालिकनी छे माया रे, पारकी नव संघरो पेटी. स्वर्ग. ३
इंद्रीजींत रेहजो अचळ, गाय सुकवि गुण गीत,
नारीना सर नेणथी, उडीगीया अगणीत;
पिंगल नातो पाळो रे, बेशक प्रजा बेटाबेटी. स्वर्ग. ४